# इलीझाबेथ

अथवा

# सैबीरीयानुं देशपार करेलुं कुटुंब.

એક વાર્તા.

ખરા પ્રસંગ ઉપરથી જોડી કાઢેલી;

મેડમ કોટીનની ફ્રેંચ ભાષામાં લખેલીના

અંગ્રેજી ભાષાંતર ઉપરથી,



અમદાવાદ

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીંટીંગ અને જનરલ

એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૩૧.——૯૦ સન ૧૮૭૫.

કિમ્મત રૂ૧-૦-૦

# પ્રસ્તાવના.



"જે પ્રસંગ ઉપરથી આ વાર્તાની ઉત્પત્તિ થઈ છે તેનો પાયો ખરી "બિના ઉપરથી રચેલો છે. આવાં શૂરાં કામ અથવા આવા પ્રૌઢ તથા "ઊંચા વિચારો ગમે તેટલી રસાળ કલ્પના શક્તિથી ઉપજી શકે નહીં. "એઓતો અંતઃકરણની પ્રેરણાથીજ ઉપજી શકે.

"જે છોકરીએ પોતાનાં માબાપને દેશવટામાંથી મુક્ત કરેવાની પ- "શાળી યુક્તિ કલ્પિ તે અમલમાં આણી તેને કલ્પનાએ નહીં પણ કુદરતે "જન્મ આપ્યો છે. તે ખરેખરે હતી એટલુંજ નહીં પણ હજી છે! અને જો "મારી વાર્તામાં મોહ પમાડવાની શક્તિઓમાંની કોઈપણ હોય, તો તેનું "પહેલું મૂળ એજ છે.

"સદ્ગુણની ખુબીઓનું ચિત્ર આપવામાં હદથી જાદે કલમ ચ- "લાવવાનું તથા ઘણા ભભકદાર રંગ વાપરવાનું ગ્રંથકારો ઉપર ઘણીવાર "ખોતાનું મૂકવામાં આવે છે. એમ છતાં, જેનામાં તે તિક્ષણ યદ્યપિ "ઉત્પન્ન કરેવાની શક્તિ ધરાવતી બુદ્ધિ મેળવવાને અગત્યની પ્રવીણતા "નથી એવી હું, એ ટીકા મ્હને લાગુ પડે છે એમ સુચવવાનું ડોળ "ઘાલતી નથી; તેમજ કોઈપણ ઘણો શબ્દ ચતુર ગ્રંથકર્તા જાણીતા અ- "લંકારોથી સણગારેલી ગમે તેવી ભાષા વાપરવા છતાં, સ્વાભાવિક સદ્ગુણની "સુંદરતામાં એક પણ મોહિની વધારી શકે એમ પણ ધારતી નથી; એથી "વિરૂદ્ધ અલંકારની ઉમેરણીથી થયલી સહાય સિવાય તેના પોતામાંજ "એટલી બધી શ્રેષ્ઠતા રહેલી છે કે તેનાં સ્વાભાવિક સૌંદર્ય તથા પ્રૌઢત્વમાં "તેનું પૂરેતું વર્ણન કરવું જરા અસંભવિત જેવું જણાય; મને ઈલીઝા- "બેથ લખવામાં મુખ્ય મુશીબત એજ પડી છે.

"મ્હારી વર્ણવેલી નાયકા કરતાં ખરી નાયકાતો ઘણીજ શ્રેષ્ઠ છે "અને તેને વધારે દુઃખ ખમવાં પડયાં છે. એક બોમીયાની સહાયતા "આપીને, તથા માસ્કો શહેર આગળ એના પ્રવાસનો અંત આણીને, "ઈલીઝાબેથનાં શ્રમ તથા વિપત્તિમાં અને તેને લીધે તેની યોગ્યતામાં "મ્હેં ઘણો ઘટારો કરી નાંખ્યો છે, પરંતુ માબાપ પ્રતિ છોકરાંનો ધર્મ

"(બીજી સઘળી વસ્તુ કરતાં) કેટલો શ્રેષ્ઠ છે તેની, તથા અતિ વ્હાલાં
"માબાપની સેવા બજાવવામાં અને તેઓનું રક્ષણ કરવામાં કોઈપણ
"મમતાળુ અને તેનીજ સાથે સાહસિક છોકરૂં એ ધર્મથી કેટલે દરજ્જે
"ઉશ્કેરાય તેની, જેઓને પૂરતી ખબર નથી, એવાનેતો જો મેં આખા
"વૃત્તાંતનું ખરેખરૂં વર્ણન કર્યું હોત તોપણ મારી વાર્તા અતિશયોક્તિથી
"ભરેલી તથા અસંભવિત લાગત, અને તેઓને જે શ્રમ એક અરાઢ
"વર્ષની નાયકાનાં ધૈર્ય તથા આગ્રહ થકવી શકયો નહીં તે શ્રમનું વર્ણન
"કંટાળા ભરેલું તથા નિરસ થઈ પડયું હોત.

"આ વૃત્તાંતમાંની મુખ્ય વાર્તાનું સ્થળ સૈબીરીયા લગી લઈ જ-
"વામાં આવ્યું છે; એમ છતાં મારે વધારે કહેવું જોઇએ કે મારી શોધ
"આટલે દૂર દેશ લગી લંબાવવી એ વિનાકારણ હતું; કેમકે માબાપ
"ઉપર ભક્તિવાળાં છોકરાં તથા દયાભાવથી ઉશ્કેરાયલી મા, હોવાનાં
"ચિન્હો દરેક દેશમાં માલમ પડી આવે છે."

# इलीझाबेथ.

## अथवा

# सैबीरियानुं देशपार करेलुं कुटुंब.



કાલમક તાતારમાંથી નિકળતી અને ઓબી નદીને મળતી ઈરટીશ નદીને તીરે સૈબીરિયાની રાજ્યધાની ટબોલસ્ક શેહેર છે. એની ઉત્તર દિશાએ, હિમ સમુદ્રના કિનારા લગી વિસ્તાર પામેલાં, અને જેમાં વચમાં વચમાં અહોનિશ હિમથી ઢંકાઈ રહેતા ખડકવાળા પર્વતો પડેલા, એવાં આસરે ૭૨૫ મૈલની લંબાઇનાં જંગલોછે: એની આસપાસ, જેની ઠરી ગયલી રેતી ઉપર મનુષ્ય જાતનું પગલું કવચિતજ પડેલું એવાં વેરાન મેદાનો, અને જેના હિમઆળા ઝરાઓએ પોતાના પાણીથી કોઇવાર લીલોતરીને તૃપ્ત કીધી નથી અથવા સૂર્ય કીરણથી પ્રફુલ્લિત થતાં સુંદર પુષ્પને જન્મ આપ્યો નથી, એવાં શીતળ સરોવરો અથવા વાજબી કહેતાં અંધિયાર ખાબડાં છે. પૂર્વ તરફ આગળ વધતાં સૃષ્ટિની પ્રૌઢ ઉત્પત્તિ જે પોતાનાં છત્રની પેઠે આવી રહેલાં પત્રની છાયાવડે થાકેલા પ્રવાસિને શાન્તિ પમાડેછે તે બિલકુલ નજરે પડતી નથી. કાંટાની ઝાડી તથા ન્હાના છોડવાઓ માત્ર આ શુન્ય ભૂમિને શોભાવે છે; પણ વધારે આગળ જતાં આવાં ઝાડવાં એ દેખાતાં બંધ થાયછે, અને જાણે શ્વાસ નાંખતી કુદરતનાં છેલ્લાં ફાંફાં હોય એમ ઠેકાણે ઠેકાણે નિરૂપયોગી લીલથી છવાયલી ભોની જગા જોવામાં આવેછે. પરંતુ નિરંતરના શિયાળાના ભય તથા અંધકારની સાથે કુદરત પોતાના કેટલાક ભવ્ય ચમત્કાર બતાવેછે. ઓરોરા બોરીઆલીસ દૃષ્ટિ મર્યાદા ઉપર ચળકતી કમાનને આકારે આવી રહીને ઝબકારા મારતાં અજવાળાંનાં કીરણો ફેંકેછે અને વધારે દક્ષિણ તરફના ગોળાર્ધમાં ન જણાતા દેખાવ ઘણીવાર નજરે આવે છે. ટબોલસ્કની દક્ષિણે ઈશ્ચિમ નામનો પ્રાંત છે; ઠેકાણે ઠેકાણે મુડદાં નાખવાની જગાથી ઢંકાયલાં અને સ્થિર તથા રોગિષ્ટ પાણીનાં સરોવરોથી વ્હેંચાઈ ગયલાં

મેદાનો, કરકિવસ નામના મૂર્ત્તિ પૂજક અને ભટકતા લોકોથી એ પ્રાંતને જુદો પાડે છે. એની ડાબી બાજુએ ઈરટીશ નદી તથા જમણી બાજુએ ટોબોલ નદી આવેલીછે, જેના સુના તથા પડતરં કિનારા ઉપર ખડકનાં ગચીઆંના અનિયમિત ઢગ, અને તે ઉપર કોઈ કોઈ ઠેકાણે એકાદું વૃક્ષ દેખાયછે. આ ગચીઆંની તળે ટોબોલ નદીના ખુણાથી બનેલી જગામાં ટબોલસ્કથી આસરે ૩૨૫ મૈલ દૂર સેમકા નામનું ગામછે; એ વર્તુલાકાર જગાને છેક છેડે એક પડતર મેદાનની વચ્ચે તે આવેલુંછે તેથી તેનો ફરતો ભાગ, જે ગોળાર્ધમાં તે રહેલું છે તે ગોળાર્ધમાં પડતા ઝાંખા અજવાળાના પ્રમાણમાં તથા ત્યાંના હવા પાણીનાં પ્રમાણમાં, નિસ્તેજ તથા શુન્યછે.

આટલું છતાં ઈસ્મિમ પ્રાંત સૈબીરીયાનો ઈટલી કહેવાય છે, કેમકે ત્યાંનો શિયાળો બહુ સખત છતાં તે ઉન્હાળાના ચાર મહિના ભોગવે છે. શિયાળામાં ત્યાં ઉત્તરનો વાયુ વાયછે તે એટલો ચાલુ રહેછે અને તેને લીધે ટાઢ એટલી કડકડીત પડેછે કે ભાદરવા મહિનામાં પણ ટોબોલ નદી હિમથી છવાઈ જાય છે, જમીન ઉપર ભારે બરફ પડેછે અને વૈશાખ મહિનાની આખર સૂધી તે દેખાતો બંધ પડતો નથી: તથાપિ જે સમયથી તે પીગળવા માંડેછે તે સમયથી એટલી તો ત્વરાની સાથે ઝાડને પાંદડાં ફુટી નીકળેછે તથા ખેતરોમાં લીલોતરી પેદા થાયછે કે કોઇના માન્યામાં પણ ન આવે. ત્રણ દિવસની ટુંકી મુદતમાં કુદરત છોડવાઓને પુખ્તપણામાં લાવેછે. વૃક્ષોનાં પુષ્પ મધુર સુવાસ આપેછે, અને ખેતરનાં રાની ફુલ નીચે ખરીપડવાથી જોય શોભા રહેછે; નાના પ્રકારનાં જળચર પક્ષીઓનાં ટોળાં સરોવરોની સપાટી ઉપર ક્રિડા કરેછે; આણી તરફ બગલાં પોતાનો માળો બરૂથી ગુંથવાને ખાબડાંના એકાંત ઝાડવાંની અંદર પેસ નીકળ કરે છે, પેલી તરફ જંગલોમાં નાસતી વાળના ગુચ્છાવાળી પુંછડીઓ હવામાં ઉભી કરતી ખીસકોલીઓ એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર કુદેછે અને તેની કળી તથા કુમળાં પાંદડાં ધીમે ધીમે કોતરી ખાયછે. આ પ્રમાણે આ ઉજ્જડ જગામાં જન્મેલા લોકો આનંદની રૂતુનો અનુભવ લેછે, પણ અરેરે! ત્યાં રહેનારાં દુ:ખી દેશપાર કરેલાં માણસને તો એ લ્હાવો નહીંજ તો !

આ દુઃખી પ્રાણીઓનો મ્હોટો ભાગ, ટબોલસ્ક અને ઈશ્ચિમની દૂર સરહદની વચમાં, નદીના કાંઠા ઉપરના ગામડામાં, તથા બાકીના દેશની આસપાસ ઝુંપડામાં વિખરાતાં, રહેછે. કેટલાંએકને સરકાર ખાન પાન પુરૂં પાડે છે, પણ ઘણાંને તો શિઆળામાં તેઓ જે શિકાર કરી લાવે તેના જુજ ગુજરાન ઉપર નિભાવ કરવો પડેછે. સઘળાં બધા લોકોની દયા ઉપજાવવા યોગ્ય વસ્તુછે.

જે સંજ્ઞા લોકોએ આવાં દેશવટો દીધેલાં માણસને આપી છે તે ખરેખર અંતઃકરણની દયાથી તથા તેઓના નિરપરાધિપણાની પક્કિ ખાતરીથી આપી હોય એમ જણાયછે; તેઓ એઓને નિર્ભાગી કહેછે.

સેમકાથી થોડે છેટે ભીંજવાળા જંગલના મધ્ય ભાગમાં, જેની આસપાસ વૃક્ષ આવી રહેલાં એવા ઊંડા વર્તુલાકૃતિના સરોવરની પાળ ઉપર આમાનું ૪૫ વર્ષનો પુરૂષ, તેની સ્ત્રી તથા યુવાવસ્થાની લાલીમાં આવેલી તેઓની છોકરી એ પ્રમાણે ત્રણ માણસનું દેશનિકાલ થયલું કુટુંબ રહેતું હતું.

ઉજ્જડ મેદાનમાં નિરાળું રહેવાને લીધે આ ન્હાનું કુટુંબ મંડળીના સહવાસથી અજાણ્યું હતું; બાપ એકલોજ શિકારને જતો; પણ એ, એની સ્ત્રી, અથવા એની છોકરી કોઈવાર સેમકામાં જણાતાં નહીં, અને તેઓની સેવામાં રહેલા એક તાતાર ગામડીઆ સિવાય કોઈ મનુષ્ય તેઓના રહેઠાણમાં પ્રવેશ કરતું નહીં. માત્ર ટબોલસ્કનો અધિકારિ તેઓનાં જન્મ, દેશ, તથા દેશવટાના કારણથી વાકેફ કરવામાં આવ્યો હતો; એ ગુપ્ત વાર્તા એની સત્તા નીચે સેમકામાં નિમાયલા નાયબને પણ એણે કહી નહોતી. આ કુટુંબને તેની સંભાળ તળે સ્વાધીન કરતી વખતે એણે એવો હુકમ આપ્યો હતો કે તેઓને સુખદાયક રહેવાની જગા, વાડી, અન્ન અને વસ્ત્ર, એટલાં વાનાં માત્ર પુરાં પાડવાં, અને તેની સાથે એવી સ્પષ્ટ આજ્ઞા આપી હતી કે તેઓને કોઈ જોડે કોઈ પ્રકારનો સંબંધ થવા ન દેવો, તથા વિશેષે કરીને રશીઆના દરબારમાં મોકલાવવાનું તેઓ યત્ન કરતા હોય એવો પ્રત્યેક કાગળ પત્ર અટકાવવો.

એટલા મ્હોટા હેતુથી, એવા ભેદ અને સખત બંદોબસ્તથી અવિશ્વાસ પેદા થયો હતો કે આ કુટુંબના મુખ્ય પુરૂષે પીટરસ્પ્રિંગર એવું

હલકું નામ ધારણ કરીને, પોતાનું વધારે પ્રસિદ્ધ નામ તથા સહન કરેલી અસાધારણ વિપત્તિઓ ગુપ્ત રાખ્યાં; પોતે મહાપાતક કર્યું હોય તેથી અથવા સંભવ પ્રમાણે રશીયાના પ્રધાનોના ધિક્કાર તથા અધર્મનો ભોગ થઈ પડ્યો હોય તેથી એને કદાપિ આમ કરવું પડ્યું હોય.

પરંતુ આ અટકળોનો ખરો ભેદ શોધી કાઢવાનું પ્રત્યેક પ્રયત્ન વ્યર્થ ઠરવાથી એ વિશેની જિજ્ઞાસા મંદ પડી ગઈ; અને એ મંદ પડવાની સાથે દેશવટો દીધેલાંના દુર્દૈવ સંબંધિની લોકોની કાળજીનો અંત આવ્યો. ખરેખર તેઓ એટલાં થોડાં જોવામાં આવતાં હતાં કે તેઓની થોડા કાળમાં વિસ્મૃતિ થઈ. અને શિકારની પુઠે લાગવામાં, જો કોઈ ભટકતો શિકારી જંગલના સરોવર આગળ આમ તેમ ભમતો, અને તેના કાંઠા ઉપરનાં ઝુંપડાનાં રહેવાસીઓનાં નામ વિશે પુછપાછ કરતો તો "તેઓ હિણભાગી દેશપાર કરેલાં માણસ છે," એટલોજ જવાબ તેને મળતો; અને તે જગાએથી નિકળતી વખતે દયાથી નિપજતી સાધારણ છુપી પ્રાર્થના એવી હતી કે સર્વશક્તિમાન કોઈ દિવસ તેઓને તેઓના દેશમાં લાવે !

તેઓની ન્હાની ઝુંપડી પીટરસ્પ્રિંગરે જાતે બાંધી હતી; તે કાપેલાં ઝાડનાં લાકડાંની હતી તથા તેને ઘાસનું છાપરૂં હતું; છુટા પડેલા ખડકના ઢગ વડે, ઉત્તરના વાયુના ઝપાટાની સામે તથા સરોવરની રેલની સામે તેનું રક્ષણ થતું હતું. આ ખડક નરમ અને ઉપરનું પડ ઘસાઈ ગયલું એવા એક જાતના ઉજાસ મારતા પાષાણના બનેલા હતા તેથી તેમાં સૂર્ય કીરણનાં પ્રતિબિંબ પડતાં; અને એકિલ સરોવર ઉપર ઉગે છે એવા કેટલાએક ગુલાબી રંગના, કેટલાએક કેશરિયા રંગના, અથવા ધોળાશ પડતા આસમાનિ રંગના *બિલાડીના ટોપ ફાટોમાંથી ફુટી નિકળવા માંડ્યા; એ વસંત રૂતુના પહેલા દિવસનાં ચિન્હ હતાં; અને એ ખડકની ફાટોમાં જ્યાં વાવાઝડું થવાથી વેરાતી ધૂળ પડી હતી ત્યાં કેટલાંએક વૃક્ષોએ મૂળ ઘાલીને પોતાનાં કુમળાં પાંદડાં ઉપર આણ્યાં હતાં.

સરોવરની દક્ષિણ બાજુનાં જંગલમાં, છેટે છેટે ઉગેલી, તથા મુ-

---

* એ ચોમાસામાં ઘણા ઉગી નિકળે છે; એને 'કુતરાના કાન' અથવા 'કાગડાની છત્રિ' એમ પણ કહે છે.

ડદાં દાટવાની જગાથી અને મુએલાં માણસોના સ્મરણને માટે ઉભા કરેલા સ્તંભ વિગેરેથી ઢંકાયલાં પેલી તરફનાં એડાંણ વગરનાં મેદાનોનો દેખાવ આપતી, ઝાડીઓ માત્ર હતી; ઘણી જગા તથા સ્તંભનો નાશ કરવામાં આવ્યો હતો અને મુડદાંનાં હાડકાં જમીન ઉપર વિખરાતાં પડેલાં હતાં. જો પૈસાના લોભિઓએ મુએલાં માણસની સાથે દાટેલાં સોનાની અને જવાહીરની લાલચથી દોરાઇને તેઓનું આ દુનિયાંમાં હોવું બહાર ન પાડયું હોત તો એ અસ્થિ નિરંતર અપ્રસિદ્ધિને સોંપેલી એક પ્રજાની છેલ્લી નિશાની હતી.

આ વિસ્તિર્ણ મેદાનની પૂર્વ બાજુએ પહેલાંના ખ્રિસ્તિ ધર્મ પાળનારા લોકોએ એક નાનું લાકડાનું દેવળ ઉભું કર્યું હતું; આ બાજુની કબરોને નુકસાન પહોંચ્યું નહતું, કેમકે જે ક્રુસથી તે શોભતી હતી તે ક્રુસના પ્રતાપથી મુએલાં માણસની મિટ્ટિ નાપાક કરવાની કોઇની હિમ્મત ચાલી નહોતી. ઉત્તરની હવાના લાંબા તથા સખત શિયાળાના દિવસ પીટરસ્પ્રિંગર શિકાર કરવામાં ગુજારતો; તે વેલા અને છોડવા ઉપર રહેતાં સાબર મારતો, અને કોઈ કોઈ વાર તે જગામાં પુષ્કળ માલમ પડતાં સુંદર રૂવાં વાળાં પક્ષીઓ પકડતો. એ રૂવાં વેચવાથી ઉપજતા પૈસા વડે, પોતાની સ્રીને સુખદાયક, અને પોતાની પુત્રીને કેળવણી આપવામાં ઉપયોગી એવી નાના પ્રકારની વસ્તુઓ તે ટમોલસ્કથી આણતો. શિયાળાની લાંબી સાંજે બાળક ઈલિઝાબેથને શિક્ષા આપવામાં તે રોકતો. જ્યારે પોતાના માબાપની વચમાં બેસીને તે ઇતિહાસમાંનો કોઈ વિષય મોટેથી વાંચતી ત્યારે સ્પ્રિંગર, તેનું મન પ્રફુલ્લિત તથા પ્રૌઢ થાય તેવા ભાગ તરફ, અને તેની મા ફેડોરા, તે કોમળ તથા માયાળુ થાય તેવા ભાગ તરફ તેનું ધ્યાન ખેંચતાં; એક, તેને શૌર્ય તથા કીર્તિની ખુબી બતાવતો, અને બીજી, ભક્તિ તથા પરોપકારપણાની મોહિની બતાવતી; તેનો પીતા તેને સદ્ગુણનાં પ્રૌઢત્વ તથા પ્રશસ્તતા સૂચવતો, અને તેની મા સદ્ગુણથી મળતાં આશ્રય તથા શાન્તિ સૂચવતી; પહેલો સદ્ગુણને ઊંચે પ્રકારે કેવી રીતે પૂજવો તે શિખવતો અને બીજી તેને સંભાળથી કેવી રીતે આચરવો તે શિખવતી. આ એકઠા બોધને લીધે, બાપનાં ધૈર્ય તથા ઉદ્યોગ માનાં દેવદૂત જેવાં માયાળુપણા સાથે મળ્યાથી

ઈલીઝાબેથ શૂરા અને તેનીજ સાથે કોમળ સ્વભાવની, તથા પ્રતિષ્ઠાના ઊંચા વિચારો કરી શકયાં તેટલી તીવ્ર અને સાહસિકની સાથેજ પ્રેમના અતિ અંધ ભકતના જેટલાં અસીલ અને આધીન થઈ.

પણ બરફ ઉપર સૂર્યની સત્તા ચાલવા માંડી, તથા જમીન ઉપર જરા જરા લીલોતરીની છાયા દેખાઈ, કે તરતજ આખું કુટુંબ પોતાની વાડી ખેડવામાં ઉદ્યોગથી વળગ્યું; સ્પ્રિંગરે ભોંય ઉથલ પાથલ કરી અને ઈલીઝાબેથે ઉદ્યોગિ ફેડોરાના શ્રમથી તૈયાર થયલાં બી રોપ્યાં. તેઓની ન્હાની વાડીની આસપાસ નાના પ્રકારનાં સુવાસિત વૃક્ષોની રોપણી થઈ હતી. આ વાવેતરની દક્ષિણ બાજુએ સ્પ્રિંગરે એક જાતનું ગરમીમાં આરામ લેવાનું ઘર બાંધ્યું હતું; તેમાં અતિ ઉદ્યમ તથા કાળજીથી તે ભાગમાં અજાણ્યા વિવિધ પ્રકારના પુષ્પના છોડવાઓ રોપ્યા હતા; જ્યારે પુષ્પ પૂર્ણ પ્રફુલ્લિત અવસ્થામાં આવતાં ત્યારે એ તેઓને એકઠાં કરતો અને "ઈલીઝાબેથ તારા સ્વદેશનાં પુષ્પ વડે તારી જાતને શોભાવ. તેઓનું અને તારૂં દૈવ મળતું આવે છે, તારી પેઠે તેઓ પ્રદેશમાં ખીલે છે. અરે! તારા છેલ્લા દિવસ તેઓના કરતાં સારી દશામાં જજો," એમ કહી ફુલોને ચુમ્બિ લઈ પોતાની પુત્રીનાં ભવાં અલંકૃત કરતો.

આ ઉદ્વેગની ક્ષણો સિવાય પોતાની વિપત્તિઓ વિશે એ નિરંતર સ્વસ્થ તથા શાન્ત રહેતો. પોતાની નજર એકજ વસ્તુ ઉપર સ્થિર રાખીને એકજ જગા ઉપર બેસી રહીને, ઘડીઓ સુધી એ ઘણા ઊંડા વિચારમાં ગરક થઈ જતો. એની સ્ત્રીનું વહાલ, તથા વિશેષે કરીને એની પુત્રીનું લાડ આ પ્રસંગો ઉપર એનું દુઃખ ઘટાડવાના કરતાં વધારતાં હોય એમ દીસતું. કોઈ વાર એ ઈલીઝાબેથને પોતાના હાથમાં લેતો, અને છાતી સરસી દાબી તેને તેની મા પાસે આગળ કરીને "ફેડોરા, એને લે! આપણી છોકરીને લે! તેનું અને તારૂં દુર્દૈવ મારૂં અંતઃકરણ ભેદી નાખે છે! અરે! તું મારી જોડે કેમ આવી? મારાં દુઃખ સહન કરવા જો તેં મનેજ છુટો મુક્યો હોત, અને તેમાં ભાગિયણ થવાનો આગ્રહ ન કીધો હોત, તો તું તથા છોકરી આપણા દેશમાં સુખ તથા પ્રતિષ્ઠામાં રહ્યાં છો એવું જાણીને હું સંતોષ પામત!" એમ મોટેથી બોલતો. આંસુ ઢાળવાં એ સિવાય બીજો કંઈ ઉત્તર ફેડોરા તરફથી નહો-

તો; તેના દેખાવ, તેનું ભાષણ, તથા તેના હાવભાવ, એ સઘળાં ધણી ઉપરના પોતાનાં કોમળ અને સાચા હેતનો પુરાવો હતો. જો તેને એનો વિયોગ થયો હોત તો સુખ શી વસ્તુ છે એ પણ તે જાણત નહીં; જ્યારે તે વિચાર કરતી કે મોટી પદ્વીમાં તથા વિશ્વાસ અને જોખમ ભરેલા અધિકાર ઉપર હોવાથી પોતાના ધણીને દૂર રહેવું પડત, ત્યારે તેઓના દેશવટા વિશે, અથવા શ્રીમંતાઇમાંથી પડતીમાં આવવા વિશે, તેને ભારે શોક થતો નહીં; દેશ નિકાલ થઈ રહેલો જગામાં તો એ કોઈ વાર તેની પાસથી જતો નહીં; અને તેથી, પોતાના પતિનો આત્મા દુઃખથી કપાતો જોઇને, જે સંતાપ તેને થતો તે, જો સહન કરવો પડતો ન હોત તો તેણે સૈબીરિયામાં પણ આનંદ માની લીધો હોત.

ફેડોરાની યુવાવસ્થાનો પહેલો બહાર જતો રહ્યો છતાં તે હજી પણ સુંદર હતી; પોતાની ઉત્પત્તિનો કરનાર ઇશ્વર, પોતાનો સ્વામી, અને પોતાનું બાળક, એઓના ઉપર ભકિત તથા હેત સાથે આસકત હોવાને લીધે, નિર્દોષપણાએ તથા સદ્ગુણે તેના મુખ ઉપર જે મોહિનીની છાપ મુકી હતી તે કાઢી નાંખવાને કાળ અસમર્થ હતો. અતિ સ્વચ્છ પ્રેમ દર્શાવવાને સરજી હોય એવી તે દીસતી; અને તેના ભાગ્યમાં જો એમજ લખ્યું હોય તો તે સિદ્ધ થયું હતું. પોતાના સ્વામીની સઘળી મરજી સાચવવા તત્પર રહીને, એ જાતે કહે તેની પહેલાં એની ઇચ્છા જાણી લેવા સારૂ જે જે વાતથી એને સુખ તથા આનંદ થાય તે તે વાત શોધી કાઢવાને એના ચહેરાનો રંગ તે બારીકીથી જોયાં કરતી. આખા કુટુંબની રસોઈ તે જાતે બનાવતી. નિયમ, સ્વચ્છતા, અને આરામ, એ તેઓના ન્હાના રહેઠાણના વિશેષ ગુણ હતા; સૌથી મોટા ઓરડામાં સ્પ્રિંગર તથા પોતે સૂતાં; એક સગડીથી તે ઓરડો ઊંફાયલો રાખવામાં આવતો; ભીંતોને ફેડોરા તથા તેની છોકરીએ ચિત્ર વિગેરેથી સણગારી હતી, અને બારીઓમાં કાચ જડેલા હતા. એ સુખ આ દેશમાં મળવું કઠણ અને તે સ્પ્રિંગરના શિકારમાંથી થતા લાભને લીધે તેઓ ભોગવતાં હતાં. બીજા બે ન્હાના ઓરડા મળીને તેઓનું ઘર પુરૂં થતું; એક ઈલીઝાબેથના કબજામાં હતો, અને બીજો, જેમાં વાડી અને રસોડાનાં ઓજાર તથા સામન રાખવામાં આવતાં તેમાં તેઓનો એકનો

એક સેવક તાતાર ગામડીયો સુતો હતો.

એક જાતનાં હરણનાં ચામડાનાં કપડાં, જેને તેઓ ઝાડની છાલની મેળવણીમાં રંગતાં તથા જાડાં રૂવાંની કોર દેતાં, તે બનાવવામાં અને એવી બીજી ઘર સંબંધિ બાબતો ઉપર નજર રાખવામાં તેઓના દિવસ જતા; પણ રવીવારનો દહાડો આવતો કે ફેડોરા ઈશ્વરની ભકિત સારૂ દેવળમાં જવાનું બંધ પડવા વિશે છાનો શોક કરતી અને ઘણો સમય પ્રાર્થના કરવામાં ગાળતી. સઘળી જાતની સમાધાનીના આપનાર ઈશ્વરને પગે પડીને પોતાના વહાલા ભર્તાર તથા બાળકની વ્હારે ચડવાની તે સ્તુતિ કરતી; અને તેની ભકિત નિત્ય વધતી, તો તેનાં મુખ્ય કારણોમાંનું એક એ હતું કે જેમ જેમ આસ્તાને લીધે તેનો આત્મા ઉંચી પદ્વીને પામતો જતો તેમ તેમ પ્રમાણમાં તેના વીચારોના અને તે બતાવવાની ભાષાની શક્તિ વધતી ગઈ તથા તેઓ પોતાના પતિને જે દિલાસાની જરૂર હતી તે દિલાસો અપાવવાને વધારે યોગ્ય થયાં.

ચાર વર્ષની વયમાથી જે ઉજ્જડ દેશમાં રહેલી તે દેશ સિવાય તરૂણ ઈલીઝાબેથને બીજા દેશની જાણ નહોતી; આવી જંગલી જગાને પણ કુદરત જે સુંદરતા બક્ષે છે તે તેને જણાઈ આવી, અને નિર્દોષપણાને સઘળે આનંદ લાગે છે તેમ, ગીધ તથા બીજી જાતનાં પક્ષી સરોવરની હદ ઉપર ઉન્હાળામાં માળા બાંધતાં તે ખડકો ઉપર ઈંડાંની ખોળ સારૂ ચઢવામાં પોતાના મનને રીઝવતી, કોઈ કોઈ વાર તે પોતાનું ન્હાનું પાંજરૂં રાની ખબુતરો પકડીને ભરી દેતી, અને કોઈ કોઈ વાર, જથામાં હીલ ચાલ કરતી, તથા જેની જાંબુઆ રંગની છીપોલીઓ એક બીજાની સામે પડવાથી પાણીમાં રૂપે રસેલાં અગ્નિનાં પતરાં જેવો દેખાવ થઈ રહે છે એવી, એક જાતની માછલીઓ પકડવાને ગલ નાખતી. બાળપણના સુખી દિવસમાં, પોતાના કરતાં કોઈ વધારે ભાગ્યશાળી હશે એમ તેના મનમાં કદી આવતું નહીં. જે તીવ્ર હવા ઉપર તે રહેતી હતી તે હવાની અસરથી તેનું શરીર તનદુરસ્ત બાંધાનું થયું, કસરતને લીધે તેનું નાજુક બદન ચાલાક તથા મજબુત થયું, અને નિરપરાધિપણું તથા શાન્તિ એઓથી પ્રકાશી નિકળતા તેના મુખ ઉપર નિત્ય નવી મોહિની બહાર પડતી દેખાતી. આ પ્રમાણે, સૂર્યથી પ્રફુલ્લિત

થતા અને તેની ઉત્પત્તિનું કારણ જે એજ ગ્રહ તેની આગળ ખિલવાને લીધે જેનો રંગ કંઈ ઓછો ભભુકદાર થતો નથી એવા એક અરણ્યના પુષ્પની પેઠે, વ્યવસાઈ સંસાર તથા મનુષ્ય જાતથી ઘણે છેટે, આ મનોહર છોકરી, માત્ર પોતાનાં માબાપની નજર આગળ તથા તેઓનાજ અંતઃકરણમાં મોહ ઉપજાવવાને, દેખાવડી થતી જતી હતી.

જે હેતના ઘણા ભાગિયા હોતા નથી તેજ ઘણું ઉત્સાહવાળું હોય છે: એ રીતે પોતાનાં માબાપ સિવાય બીજા કોઇને ન ઓળખતા (તેથી તેમની વગર બીજા કોઇને ચાહી ન શકતી) એવી ઈલીઝાબેથ તેઓના ઉપર અનોપમ હોંસથી મમતા રાખતી હતી: એનાં બાળપણમાં રક્ષણ કરનાર, એની રમત ગમતમાં ભાગ લેનાર, તથા એનાં સોબતી તેઓજ હતાં; તેઓએ જે શિખવ્યું હતું તે સિવાય બીજી વાતનું એને જ્ઞાન નહતું. બુદ્ધિ, જ્ઞાન, અભ્યાસ, ગમત, અને હરેક વસ્તુને માટે એ તેઓનીજ આભારી હતી; અને તેઓની સહાયતા વગર એ કંઈ કરી શકવાની નથી, તથા સુખ ભોગવી શકવાની નથી એમ વિચારીને જે પરાધીનતા એને તેથી નિપજતી હોતની સાથેજ ખમવી પડતી હતી, તેમાં એને આનંદ લાગતો. તથાપિ બાળપણનું બેફિકરાપણું જતું રહ્યું અને એનામાં વિવેકબુદ્ધિ તથા વિચારશક્તિ આવી ત્યારે પોતાની માને આંસુ ઢાળતી જોઇને પોતાનો પિતા દુઃખી છે, એમ ઈલીઝાબેથે જાણ્યું. ઘણી ઘણી વાર તેઓની દલગીરીનું કારણ કહેવાને એણે તેઓના ઉપર આગ્રહ કીધો પણ પોતાના સ્વદેશથી ઘણે દૂર હોવાને લીધે તેઓને ખેદ થાય છે, એ ઉત્તર સિવાય બીજો ઉત્તર મળી શકતો નહીં: પરંતુ જે ઊંચી પદ્વીમાંથી તેઓને એકદમ દેશવટો દેવામાં આવ્યો હતો તે ઊંચી પદ્વી જણાવી મિથ્યા શોક ઉપજાવવાની બિહકથી તેઓએ કોઈ વાર તે દેશ તથા તે પદ્વીના નામથી એને વાકેફ કરી નહીં. જ્યારથી ઈલીઝાબેથે પોતાનાં માબાપનું દુઃખ જાણ્યું ત્યારથી એના વિચારો પહેલાં જે લેહેરમાં રમતા હતા તે લેહેરમાં રમતાં બંધ પડી ગયા, અને એની વર્તણૂક બિલકુલ બદલાઈ ગઈ. જે નિર્દોષી રમતોમાં એ આટલી બધી મ્હાલ્યાં કરતી હતી તે એને નિરસ લાગી; પોતાનાં પક્ષી તથા પુષ્પના છોડવાની સંભાળ લેવી એ વિસરી ગઈ હવે ગલ નાખવા તથા

પોતાની ન્હાની હોડીમાં લ્હેરિયાં ખાવા એ સરોવરે જતી નહીં પણ ત્યાં જઈને પોતાનું આખું મન જેમાં ગર્ક થઈ ગયલું એવી યુક્તિ વિશે ઊંડો વિચાર કરતી. કોઈ કોઈ વાર બહાર નિકળી આવતા ખડકના ટેકરા ઉપર બેસી પોતાનાં નયન સરોવરના પાણી ઉપર ફેરવી માબાપની ઉદાસી અને તે ઘટાડવાના ઉપાય વિષે એ મનન કરતી; તેઓ પોતાના દેશને સારૂ રોતાં હતાં; તે દેશ ક્યાં વસતો હતો તે વિષેની તો ઈલાઝાબેથને કાંઈ ખબર નહતી, પણ તેઓના અસુખનું કારણ એ દેશ હતો એટલુંજ જાણવું બસ હતું. ત્યાં તેઓને પાછા લઈ જવાની યુક્તિ ખોળી કાઢવા ઉપર પોતાના સઘળા વિચાર એ દોડાવતી; પછી જે સહાયતા મેળવવાનો સંભવ ઈશ્વર પાસેથીજ હતો તેને સારૂ તે આકાશ ભણી ઊંચે નજર કરતી; અને કોઈ સ્વપ્નવત્ વિચારમાં એવી તો મગ્ન થઈ જતી કે પવનના જોરને લીધે એના શરીર ઉપર જોસથી અથડાતા એવા પડતા બરફના મ્હોટા કડકા એના વિચારનો ભંગ પાડી શકતા નહીં; તથાપિ જો તેનાં માબાપ સાદ કરતાં તો પિતાના શિખામણનાં વચન સાંભળવાને તથા માને ઘરના કામકાજમાં મદદ આપવાને ખડકના શિખર ઉપરથી એ તત્ક્ષણ ઉતરી આવતી. પરંતુ એકલી હોય, કાં તેઓની સાથે હોય, વાંચવામાં પડી હોય, કાં સીવવાના કામમાં ગુંથાઈ હોય, તોપણ એની પૂઠે એકજ વિચાર ભમ્યાં કરતો હતો, એકજ યુક્તિએ એનું મન નિરંતર ઉદ્યોગી કરી મુકયું હતું. આ યુક્તિ ગૂઢ ગુપ્તપણામાં એણે રાખી હતી, અને ત્યાંથી નિકળી પડવાની પળ સુધી કોઈના આગળ કહેવી નહીં એવો નિશ્ચય કીધો હતો.

હા: પોતાનાં હેતાળુ માબાપથી જુદાં પડી, એકલાં, પગે પીટર્સબર્ગ જઈ, પોતાના પિતાના લાભમાં રશિયાના મહારાજા પાસે ક્ષમા માગવાનો એણે નિશ્ચય કીધો; એની કલ્પનામાં જે બારે યુક્તિ આવેલી તે આ હતી, આ સાહસિક કામ એણે માથે લીધું હતું; એ કામમાં દુઃખ પડવાની બિહકથી એ તરૂણ તથા બિહકણ અબળાની શૂરી છાતી ભય પામી નહીં; જે વિઘ્નો દૂર કરવાનાં હતાં તેમાંનાં ઘણાં વિઘ્નો એની દૃષ્ટિ આગળ સ્પષ્ટ પ્રકાશી રહ્યાં; પણ ઈશ્વર ઉપર વિશ્વાસ, અને પોતાની ઇચ્છા પુરી પાડવાની હોંસ, એઓએ એને ઉત્તેજન આપ્યું. અને સ-

ઘણાં વિઘ્નો ઉપર પોતે જય મેળવી શકશે એવી એની પૂરી ખાત્રી થઈ. એમ છતાં યુક્તિનો ઉદ્દેશ દેખાવવા માંડ્યો અને એ શી રીતે અમલમાં લાવવી તે વિષે એણે વિચાર કરવા માંડ્યો ત્યારે પોતાનું અજ્ઞાન જોઇને એ ભય પામ્યા વગર રહી નહીં; જે જંગલમાં એ રહેતી તે જંગલની હદ મુકીને એ કોઈવાર આગળ ગઈ નહતી ત્યારે એણે પીટર્સબર્ગ જવાનો માર્ગ કયે પ્રકારે ખોળી કાઢવો? પોતાની ભાષાથી જુદી ભાષા બોલતા લોકના દેશમાં થઈને શી રીતે પ્રવાસ કરવો? દાન ઉપર પોતાનું ઉદર પોષણ કર્યા વગર છુટકો નહીં, એ વિચારમાં સહાયતાને સારૂ પોતાની માનાં સંભાળથી ઠસાવેલાં નમ્રતા રાખવા વિષેનાં બોધનાં વચન એણે પોતાના લક્ષમાં આણ્યાં. પણ એણે પોતાના પિતાને મનુષ્ય જાતના જડપણા વિષે બોલતાં એટલી તો વાર સાંભળ્યો હતો કે પોતાની દશા ઉપર તેઓની દયા ઉપજાવવી પડશે એવી એને ધાસ્તી લાગી. ઈલીઝાબેથને ખાતરજમા હતી કે પ્રવાસ કરવા નિકળવામાં મમતાળુ માબાપ તરફથી સહાયતાની આશા રાખવી એ મિથ્યા. આ બાબતમાં માબાપને તો આશ્રય આપવાનું કહેવાયજ કેમ, ત્યારે જગતથી છેટે જે અરણ્યમાં એ રહેતી હતી ત્યાં એ કોની મદદ માગે? જે ઘરમાં એક પણ માણસને જવાની રજા નહીં, ત્યાં તે વિષેની એ કોને સલાહ પુછે? આટલું છતાં એ નિરાશ થઈ નહીં; જેમાં પોતાનો પિતા કાળના પંઝામાંથી ઉગર્યો હતો એવી એક આપત્તિનું સ્મરણ થવાથી એની પૂરી ખાત્રી થઈ કે જ્યાં મનુષ્યની પ્રાર્થનાનો શબ્દ ઈશ્વરને શ્રવણે ન પડે અને તેની સહાયતા ન મળે એવો કોઈ શુન્ય ઠામ નથી.

કેટલાંક વર્ષને સમે ટોબોલ નદીની હદ ઉપર આવેલા ઊંચા ખડકપર એક શૂરા તરૂણ પુરૂષે સ્પ્રિંગરને ભારે વિપત્તિમાંથી ઉગાર્યો હતો. આ બાહાદુર જુવાન ટબોલસ્કના હાકેમ એમ. ડી. સ્મોલોફ્નો છોકરો હતો. સાબર અને બીજાં પ્રાણીનો તથા સેમકાની ફરતા જગામાં ઘણી વાર માલમ પડતાં રીંછનો શિકાર કરવા દર શિયાળે ઈશ્વિમનાં મેદાનોમાં તે આવતો. એક વાર રીંછનો શિકાર કરતાં સ્પ્રિંગરને તેણે જોખમમાં જોયો હતો તથા એનો પ્રાણ બચાવ્યો હતો; તે સમયથી આ દેશપાર કરેલાં કુટુંબનાં રહેઠાણમાં સ્મોલોફ્નું નામ, માન તથા આભા-

ર સિવાય દેવાનું નહીં; તેનો ઉપકાર માનવા તથા તેને આશીર્વાદ દેવા સારૂ પોતાનુ ભલું કરનારને ન ઓળખવાને લીધે ઈલીઝાબેથ અને એના માને ભારે ઉદાસી લાગી; ઈશ્વર આગળ તો હમેશાં તેઓ એનો પાડ માનતાં તથા એના કલ્યાણને અર્થે સ્તુતી કરતાં, અને શિકારની મોસમ બેસતી કે દૈવ યોગે તેઓની છાપરીમાં તે આવી પહોંચે એવી આશા રાખતાં; પણ એ આશા કેવળ નિરર્થક હતી, કેમકે એ ઝુંપડામાં તેને અને બીજા હરેક માણસને પગલું ભરવાની પરવાનગી નહતી; અને આ ગરીબ ઘરમાં રહેલા છુપા ખજાનાની જાણ ન હોવાને લીધે એ સંબંધી તેને ઉદાસી પેદા થતી નહતી.

એમ છતાં, કોઈ મનુષ્યની સહાયતા વગર આ અરણ્યમાંથી જવાના સંકટ વિષે પૂરી ખાત્રી હોવાને લીધે ઈલીઝાબેથે પોતાનો વિચાર ઘણી વાર તરૂણ સ્મોલોફના આશ્રય ઉપર રાખ્યો હતો. સઘળી ધાસ્તી સમાવી દેવા તથા યુકિતમાં આવી પડતાં સઘળાં વિઘ્નોનો નાશ કરવા, આવોજ રક્ષણ કર્તા જોઈએ, કેમકે સેમકાથી પીટર્સબર્ગ લગીની મુસાફરી વિષેની તથા રશિઆના મહારાજાને વિનંતી પત્ર શી રીતે પહોચાડવો તે વિષેની જે જે ખબર ઈલીઝાબેથને જોઈતી હતી તે તે તેના કરતાં વધારે સારી રીતે આપનાર એને બીજો કોણ મળી શકે? અને એના નાસવાથી સુબાને જો ક્રોધ ચઢે તો તેનો ક્રોધ શાન્ત પાડી દયા ઉપજાવવાને તથા પોતાના અપરાધને માટે બાપને જવાબદારીમાં લવાતાં બચાવવાને તે સુબાનાજ છોકરા કરતાં વધારે યોગ્ય એને બીજો કોણ મળી શકે?

આવી સહાયતાથી જે લાભ થવાનો સંભવ હતો તે સઘળા લાભ વિષે ઈલીઝાબેથે ઉપર પ્રમાણેનો વિચાર કીધો; અને શિયાળો પાસે આવવા માંડ્યો એટલે તરૂણ સ્મોલોફ તે દેશમાં આવ્યો કે નહીં તેની જાણ થવા. અને એમ હોયતો તેની જોડે વાત ચીત કરવાનો અવસર શોધવા. યત્ન કર્યા વિના શિકારની મોસમ જતી રહેવા ન દેવી એવો એણે નિશ્ચય કીધો.

પોતાને માથે આવી પડેલી વિપત્તિ કહેવાથીજ સ્ત્રી તથા પુત્રીના મનમાં જે ભય ઉત્પન્ન થયો હતો તે જોયાથી સ્પ્રિંગર ઉપર એટલી

બધી અસર થઈ હતી કે ફરીથી કોઈ વાર રીંછનો શિકાર નહીં કરવાનું, અથવા બ્વિસ્કોજી અને એવા પ્રકારનાં પ્રાણી સિવાય બીજાં કોઇની પાછળ લાગવામાં મેદાનની પેલી તરફ આગળ નહીં વધવાનું એણે તેઓને વચન આપ્યું હતું. આવું વચન આપ્યા છતાં એને દૂર જતો જોતી કે ફ્રેડોરાના પેટમાં ફાળ પડતી; અને વિયોગ થયો એ સંકટનું પૂર્વ ચિન્હ હોય તેમ એ પાછો આવતો ત્યાં લગી ગભરાટ અને ચટ-પટિમાં રહેતી.

ભારે બરફ પડ્યા ઉપર અત્યંત હિમ પડવાથી, બરફ ઠરી જઈ તેના નક્કર ઢગ વડે જમીનની સપાટી બિલકુલ ઢંકાઈ રહી હતી, એવામાં માગશર મહિનાના એક દિવસની સુંદર પ્રભાતે પોતાની બંધુક લઈ સ્પ્રિંગર શિકારે જવા તૈયાર થયો. જવાની અગાઉ એણે સ્ત્રી તથા પુત્રીની ભેટ લીધી અને દીવસ આથમવાની પહેલાં પાછા વળવાનું વચન આપ્યું; પણ કહેલો કલાક વાગી ગયો, રાત પડી ગઈ, અને સ્પ્રિંગર આવી પહોંચ્યો નહીં. એનો જીવ જોખમમાં આવી ગયા પછી વખતસર આવવામાં આ પહેલીજ વેળા એ ચુક્યો હતો અને ફ્રેડોરાના મનમાં લખ્યો ન જાય એવો ડર ઉપજ્યો.

પોતાની માની પેઠે ધાસ્તી પામવા છતાં ઈલીઝાબેથે હરેક ઉપાયે તેના મનને શાન્તિ પમાડવાનું યત્ન કીધું; પિતાને ખોળવાને તથા તેની વ્હારે ધાવાને એ ઉડી ચાંલી હોત પણ માને પરિતાપમાં જોઈ, એ સ્થિતિમાં તેને છોડી જવાની એની હિમ્મત ચાલી નહીં.

એમ છતાં, સરોવરના કાંઠાથી આગળ જવાની કોઈ વેળા હિમ્મત નહીં ધરેલી એવી સુકુમાર અને રાંક ફ્રેડોરાએ મનમાં થતા ગભરાટના જોશથી શ્રમ કરવા ઉસ્કેરાઇને પુત્રી જોડે જવાનો, તથા સ્વામી જડેલો એને સહાયતા આપવામાં ગમે તેવી વિપત્તિ સહન કરવાનો, નિશ્ચય કીધો. જંગલની ઝાડીમાં થઇને તેઓ બંને મેદાન તરફ આગળ ચાલ્યાં; ટાઢ તો કહે મહારૂંજ કામ; ડાળાં ઉપર શ્વેત હિમનું પડ બંધાઈ જવાથી વૃક્ષ હિમનાં ઝાડ જેવાં દીસતાં; ધુમસને લીધે દૃષ્ટિ મર્યાદામાં કંઈ સુઝતું નહીં; રાત્રિનો સમય પાસે આવવાને લીધે દરેક વસ્તુ પર ઘણોજ કાળાસ મારતી છાયા પસરી રહી; અને બરફને લીધે કાચ જેવી

લીસી જમીન ઉપર ધ્રુજતી ફ્રેડોરાના પગને આધાર મળ્યો નહીં. જેમ એક દેશનું વૃક્ષ બીજા દેશમાં લેઇ જઇ રોપવાથી કમજોર થઇ જાયછે -પણ તેમાંથી ફુટતો નવો રોપો, તે દેશના હવા પાણીથી ટેવાઇ રહી, કૌવત મેળવેછે, ફાલી નીકળેછે, થોડા વર્ષમાં જે થડથી એનું પોષણ થયું હોયછે, તે થડની ડાળીઓનો ભાર ઝીલી શકે છે, તથા જે વૃક્ષમાં-થી તે ઉગી નિકળ્યું હોય છે તે વૃક્ષનું અનુકુળ છાયા વડે રક્ષણ કરેછે, તેમ આ દેશમાં ઉછરેલી અને ઘણી સખત હવા ખમવાને ટેવાઇ રહેલી ઈલીઝાબેથે પોતનો માને મદદ આપી આગળ દોરી. મેદાન લગી પહોંચવાની અગાઉ ફ્રેડોરા કેવળ શકિતહિન થઇ ગઇ. ઈલીઝાબેથે કહ્યું "મારી વ્હાલી મા! તું અહી વિસામો લે, અને અરણ્યના અવધ સુધી મને એકલીનેજ જવાદે; અહીં વધારે વાર ખોટી થવાથી, અંધારી રાતને લીધે મેદાનમાં પિતાને ઓળખી કહાડવામાં મને અડચણ પડશે". ફ્રેડોરા એક ઝાડને ઓથે ઉભી રહી, ઈલીઝાબેથ ઝડપથી આ-ગળ ચાલી, અને બે ચાર ક્ષણમાં મેદાન સુધી જઇ પહોંચી. એ મેદા-ન ઉપર વચમાં વચમાં આવેલા મર્ણસ્તંભમાંના કેટલાક ઘણા ઊંચાછે; ઈલીઝાબેથ ઊંચામાં ઊંચા સ્તંભ ઉપર ચઢી; શોકથી ફાટતે હૈયે અને આંસુથી ઝાંખી થઇ ગયલી આંખે પોતાના બાપને એણે આસપાસ જોયો, પણ વ્યર્થ; આ એકાંત જગામાં સઘળું શાન્ત હતું, રાત્રિના અંધકારને લીધે ભાળ કહાડવી એ નિરર્થક થવા માંડયું; દહેશ-તથી એ બેભાન બની, એટલામાં એક "બંધુકનો બાર સાંભળવાથી એને તાજી આશા મળી. આ અવાજ પોતાના બાપ સિવાય બીજા કોઇના હાથથી થતો એણે સાંભળ્યો નહતો તેથી એ બાર જે જગામાંથી આવતો સંભળાયો તે જગા તરફ એ શ્વાસ ભેર દોડતી ગઇ ને જુએ છે તો એક પુરૂષ વાંકો વળી જમીન ઊપર કંઈ ખોળતો હતો "અહીં તમે છો," એમ એ બુમ પાડી ઉઠી. પુરૂષે તરત સામુ જોયું; તે સ્પ્રિંગર નહતો, મ્હોં ઉપરથી તરૂણાવસ્થામાં કોઇ ઊંચા કુળનો પુરૂષ હોય એવો તે દેખાયો. ઈલીઝાબેથને જોઇને તે દિંગ થઈ ગયો. એ ચિંતાતુર થઇ બોલી ઉઠી "અરે, આ મારા બાપા ન હોય! (પેલા ગૃહસ્થને પુછેછે) પણ મેદાન ઉપર કદાપિ તમારા જોવામાં આવ્યા હોય તો તે મને કયાં મળશે તે કહી શકશો!" પુરૂષે ઉત્તર વાળ્યો કે "હું તમારા

પિતા વિષે કંઈ જાણતો નથી, પણ ખરૂં કહુંછું કે આવે કવખતે આ જગામાં તમારે એકલાં આવવું જોઇતું નહોતુંજ; તમારી જાત તમે ભારે જોખમમાં નાખી છે, અને તમારે એ વાતની હિમ્મત ધરવી નહોતીજ જોઇતી." એ બોલી કે "અરે! મારો પિતા ન મળવાના ભય આગળ મને બીજા કશાનો ભય લાગતો નથી." બોલતાં બોલતાં એણે આકાશ ભણી ઊંચે નજર કરી: એની આંખમાં, દુઃખમાં ધૈર્ય,તથા નમ્રતામાં ભળી ગયલુ પ્રૌઢત્વ સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં; તેઓ એની મનોવૃત્તિ દર્શાવી દેતી તથા એનું ભવિષ્ય આગળથી કહી આપતી હતી. પેલા પુરૂષે ઈલીઝાબેથ જેવું કોઈ માનવી એકેવાર જોયું અથવા કલ્પનાશક્તિથી ચિતરી નજર આગળ આણ્યું નહતું. આશ્ચર્યતાનો પહેલો ઉભરો સમાઈ જવા પછી તેણે એના બાપનું નામ પુચ્છ્યું. છોકરીએ ઉત્તર આપ્યો કે "મારો પિતાનું નામ પીટરસ્પ્રિંગર," તેણે કહ્યું "એમ કે! ત્યારેતો તું સરોવરની પાસેના દેવદારી દીધેલાં ઝુપડામાં રહેનારાંની છોકરી! સ્વસ્થ થા, મેં તારા પીતાને દીઠો છે; મારી પાસેથી ગયાંને એને હજી એક તાસ થયો નથી; એ ચકરાવો કરીને આવવાનો હતો અને અત્યાર પહેલાં ઘેર આવ્યો હશેજ."

ઈલીઝાબેથ ઝાઝીવાર ઉભી રહી નહીં પણ જ્યાં એ પોતાની માને છોડી ગઈ હતી તે જગા ઉપર દોડી આવી તેને ખુશીના અવાજથી સાદ કરવા લાગી કે તેથી થયલી હકીકત કહી સંભળાવવાના પહેલાં તેનો પ્રાણ ખોળીઆમાં આવે; પણ ફેડોરા ત્યાંથી જતી રહી હતી. ભયભિત્ થઈ ગયલી ઈલીઝાબેથે પોતાના માબાપના નામથી આખું અરણ્ય ગજાવી મુક્યું. એટલામાં સરોવરની બાજુએથી એક સારી પેઠે જાણીતા અવાજમાં એણે જવાબ સાંભળ્યો; સાંભળતાંજ ઝડપથી એ ઝુંપડા આગળ દોડી આવી તો પોતાને ભેટવાને લાંબા હાથ કરેલા એવાં પોતાનાં માબાપ એણે કમાડ આગળ જોયાં. એક બીજાને થયલી હકીકત કહી સંભળાવીને તેઓ એક બીજાને ભેટ્યાં; તેઓમાંનું દરેક જણ જુદે જુદે રસ્તે ઘર ભણી વળ્યું હતું, પરંતુ હમણાં સઘળાં એકઠાં મળ્યાં તથા સુખી થયાં. અત્યાર સુધી ઈલીઝાબેથને ખબર નહતી કે પેલો પુરૂષ એની પૂઠે આવ્યો હતો. સ્પ્રિંગરે તેને તરત ઓળખી કાઢયો

અને ઘણી દલગીરીના સાથે કહ્યુંકે "એમ. ડી. સ્મોલોફ, મોડું તો બહુ થઈ ગયું છે, પણ અફસોસ! તમારી જાણમાં છેજ તે પ્રમાણે તમને એક રાત પણ મારા ઘરમાં ઉતારો આપવાની મને રજા નથી." એટલામાં ઈલીઝાબેથ તથા એની મા બોલી ઉઠયાં કે "આપણા રક્ષણ કરનાર એમ. ડી. સ્મોલોફ! આપણા મ્હોં આગળ જોઇએછીએ તે શું એ છે?" તેઓ એને પગે પડયાં અને જ્યારે એક પાસ પોતાના ઉપર થયલો ઉપકાર કહી બતાવવાને અશકય એવી ફેડોરાએ તેનાં ચરણ આંસુથી ભીંજવી નાંખ્યાં ત્યારે બીજી પાસ ઈલીઝાબેથે આ પ્રમાણે વિનંતી કીધી. "એમ. ડી. સ્મોલોફ,, તમે મારા પિતાનો પ્રાણ બચાવ્યાને ત્રણ વર્ષ વીતી ગયાં છે; એ સમયમાં કોઇ દિવસ એવો ગયો નથી કે જેમાં તમને બદલો આપવાની તથા સુખી કરવાની ઇશ્વરની સાચા દિલથી હમે પ્રાર્થના કરી નથી." સ્મોલોફે અતિ આનંદની વૃત્તિથી ઉત્તર દીધો કે "ત્યારેતો તમારી પ્રાર્થના એને કાને પડી ચુકી છે, કેમકે મારા ઉપર કૃપા કરી એણે મને આ સુખદાયક રેહેઠાણમાં આવવાનું સૂચવ્યું; જે પુન્યનુ નાનું કામ મેં કર્યું તેને આવડો ભારે બદલો ઘટે નહીં."

હમણાં રાત પડી ગઈ હતી; રાનમાં અંધારૂં કાલ થઈ રહ્યું હતું; આવે વખતે સેમકા તરફ પાછા વળવામાં ભારે જોખમ આવી પડયા વિના રહે નહીં અને પોતાના જીવ બચાવનારને પરોણા ચાકરીના હકની ના કેમ પાડવી એ સ્પ્રિંગરને સુઝયું નહીં; પણ પોતાના ઝુંપડામાં કોઇનો સત્કાર કરવો નહીં એવું એણે ટબોલસ્કના સુબાને પોતાની પ્રતિષ્ઠા ઉપર પ્રતિજ્ઞા પૂર્વક કહ્યું હતું; અને સમ ખાઇ આપેલા વચનથી પડવું એ તેને ઘાસ્તી ભરેલું લાગ્યું. એટલા માટે તે જુવાન માણસ સાથે એણે પોતે સેમકા જવાનું કહ્યું. એણે કહ્યુંકે "હું એક કાકડો સળગાવી લઉંછું, જંગલની દરેક ગલી ગુંચી અને જે જે જગાએ આપણે ન જવું જોઇએ તે તે જગાથી હું સારી પેઠે વાકેફ છુ, અને તમને સહીસલામત લઇ જવામાં મને ભય નથી." ઘાસ્તી પામેલી ફેડોરા તેને જતો અટકાવવાને આગળ ધસી આવી; અને સ્મોલોફે માનપૂર્વક વિનંતી કીધી કે, "સાહેબ, પ્હો ફાટતા લગી તમારા ઝુંપડામાં

આશ્રય માગી લેવાની કૃપા કરી રજા આપો. મારા પિતાની શી આજ્ઞા છે તથા તમારા ઉપર આટલી બધી સત્તાઈ વાપરવામાં એના શા હેતુ છે, તે હું જાણુંછું; પરંતુ મને ખાત્રી છે કે આ પ્રસંગે તમને આપેલા વચનમાંથી મોકળા કરવામાં તેની રજા છે, અને હું એવા સરત કરૂંછું કે તમે મને આશ્રય આપશો તેને સારૂ તેની તરફથી તમારો આભાર માનવાને હું થોડા સમયમાં પાછો આવીશ." સ્પ્રિંગરે પોતાના મનની શંકા કાઢી નાખી; તે તરૂણ પુરૂષને તેનો હાથ ઝાલી એણે પોતાના ઝુંપડામાં આણ્યો, અને તેને તાપણા આગળ બેસાડી પોતે તેની પાસે બેઠો, એટલે ફેડોરા અને તેની પુત્રી ભોજનની તૈયારી કરવા મંડી પડ્યાં.

ઈલીઝાબેથનો પહેરવેશ તાતારી ગામડીયાં જેવો હતો; તેણે એક જાતના હરણના ચામડાંની બનાવેલી ઈજાર તથા ઉપરથી બાંધી લીધેલો કીરમજી રંગના કપડાંની ચણીયો પહેર્યો હતો; એના વાંકડા શોભીતા કેશ ખભાયે અડકતા હતા; તલમાત્ર ન્હાનો મ્હોટો પડે નહીં એવો એક પાસાબંધિ જભો પહેરવાથી એનું સુંદર રૂપ સારી પેઠે દીપી નિકળતું હતું; એની કોણી આગળથી વાળી દીધેલી બાંહ્યોને લીધે એના ઘાટાળા હાથ બહાર દીસતા હતા. એના પહેરવેશની સાદાઈને લીધે એની અસીલ રીતભાતનું ભારેખમપણું વધતું જણાતું હતું, અને એના સઘળા હાવભાવમાં જે રમણિયપણું રહેલું હતું તે સ્મોલોફના દૃષ્ટિ તળે આવ્યા વગર રહ્યું નહીં; જે વિકારથી તે અત્યાર સુધી અજાણ્યો હતો તે વિકાર તેનામાં ઉત્પન્ન થયો. ઈલીઝાબેથ પણ તેને સરખાજ આનંદમાં જોઇ રહી; પણ એ આનંદ એના મનના જેટલોજ નિર્મળ હતો, અને જે ઉપકારને માટે એ તેની ઓશિંગણ થઇ હતી તે ઉપકાર ઉપરથી, તથા આટલા સમય સુધી જે યુક્તિ વિષે એ વિચાર કર્યા કરતી હતી તે યુક્તિમાં તેની સહાયતા મળવાની આશા ઉપરથી નિપજ્યો હતો. જે શક્તિ મનરૂપી અગાધ સાગરમાં ડુબકી મારી શકે છે તે શક્તિએ ઈલીઝાબેથના અંતઃકરણમાં એક પણ એવો વિચાર દીઠો નહીં કે જેમાં એના માતપિતાના હિતનો હેતુ રહેલો નહતો. કેમકે તે આ સંસારની બીજી બધી માયા છોડી દઇને તેઓમાંજ મગ્ન થઇ ગયું હતું.

વાળુ કરતાં તરૂણ સ્મોલોકે સાથે બેઠેલાં મંડળને ખબર આપી કે સેમકામાં આવ્યાને એને ત્રણ દિવસ થયા હતા; એને અહીં એવી જાણ થઇ હતી કે પાડોશમાં પ્રાણ ઘાતક વરૂ ઘણાં છે અને એઓનો નાશ કરવા થોડા દિવસમાં ચાલુ શિકાર શરૂ કરવાનો એનો વિચાર હતો. આ સાંભળી ફ્રેડોરાના મ્હોનો રંગ બદલાઇ ગયો. તેણે પોતાના પતીને વિનંતી પૂર્વક કહ્યું કે "મને એવી આશા છે કે તમે આ ભયભરેલી રમતમાં સામેલ થશો નહીં; અરે! મારૂં મ્હોટામાં મ્હોટું સુખ જે તમારી જીંદગાની તેને જોખમ લાગવા દેશો નહીં." સમાવી ન શકાય એટલા શોકે પીડિત થઇ સ્પ્રિંગર બોલ્યો "અરેરે ફ્રેડોરા! મારી હયાતિ કેટલા મૂલની છે? જો હું રવાને થયો હત તો આ સુતી જગામાં ઝાઝીવાર રહેવું તમારા કર્મમાં આવત? તને તથા તારી છોકરીને સ્વતંત્રતા પાછી શાથી મળે તેની શું તને ખબર નથી? શું તને ખબર નથી કે-" પોતાના દિલને થતી પીડા દર્શાવતે મોટે પાટે ફ્રેડોરાએ તેને આગળ બોલતો અટકાવ્યો, એટલામાં ઈલીઝાબેથ પોતાની જગા ઉપરથી ઉઠી પોતાના બાપની નજીક ગઇ, અને તેનો એક હાથ પોતાની પાસે લેઈ બોલી કે "મારા વહાલા પિતા, આ અરણ્યમાં ઉછરી મોટી થવાને લીધે બીજા હરેક દેશથી હું અજાણી છું; તમે પાસે હોવાથી મારી મા તથા હું સુખી છીએ, તમારો વિયોગ થવાથી અમારા સુખનો નાશ થાય. મારી તથા મારી માની તરફથી હું તમને [illegible] આપુંછું કે તમારા વિના આખી પૃથ્વીના કોઈપણ ભાગમાં અમને સુખની પ્રાપ્તિ થવાની નથી; અરે ના. જે દેશને સારૂ તમને આટલી બધી ઉદાસી થાયછે તે દેશમાં પણ નહીં."—જરા વાર આચકો ખાઇને સ્પ્રિંગરે પાછું બોલવા માંડયું: "એમ. ડી. સ્મોલોફ તમે સંભવ પ્રમાણે એમ ધારતા હશો કે આ શબ્દોથી મને સમાધાની મળેછે પણ તેને બદલે શોક રૂપી ખંજર મારી છાતીમાં વધારે ઊંડું ભોકાતું જાયછે. જ્યારે હું વિચાર કરૂંછું કે જે સદ્ગુણે મને આનંદ પમાડવો જોઈએ તે સદ્ગુણ મારો ભોગ થઇ પડવાથી આ અરણ્યમાં નિરંતર ગુપ્ત રહેશે ત્યારે મને નવાં દુઃખ પેદા થાય છે; મારી ઈલીઝાબેથ કોઇવાર કોઇની જાણમાં નહીં આવે; અરે, તેને વાજબી રીતે ઘટતાં પ્રેમ તથા પ્રતિષ્ઠા કોઇ વેળા નહીં મળે." ઈલીઝાબેથે એને તરત બોલતો રાખ્યો અને બોલી, "મારે

બાપા! હું મારી માની અને તમારી વચમાં છું, અને તમે એમ કહી શકશો કે મારા ઉપર કોઈનો પ્રેમ નથી." પોતાના દુઃખનો ઉભરો સમાવવાને અશક્ત સ્પ્રિંગરે નીચે પ્રમાણે બોલવું જારી રાખ્યું: "જેવું સુખ મને મળ્યું છે તેવું સુખ તું કદી ભોગવવાની નથી; દેવદૂત જેવા શબ્દથી સમાધાની આપતા વહાલા બાળકનો સ્વર તારે કાને કદી પડવાનો નથી; જંગલમાં આમ તેમ ઉડતા એક પક્ષીની પેઠે જીંદગીનાં કોમળ અને પ્રિય કરતાં બંધનો વગર તારૂં જીવ્યું સોબતી વિના નિરર્થક જશે. ભોગ થઈ પડેલા નિર્દોષ પ્રાણી! જે સુખથી તને દૂર કરવામાં આવેલી છે તેનું તને ભાન નથી, પણ હવે તે સુખ આપવાને અશક્ત એવો હું, તે તથા તેનું મૂલ, અરે, તેની કદર, કેટલી સારી રીતે જાણું છું!"

આ જોઈ તરૂણ સ્મોલોક પોતાનાં આંસુ સમાવી શક્યો નહીં; તેઓ એક કરતાં વધારે વાર એની આંખમાંથી નિકળી પડ્યાં; એણે બોલવાનું પ્રયત્ન કીધું હતું પણ કંઠ ગદગદિત થઈ જવાથી એનાથી બોલી શકાયું નહીં: આખરે થોડી વાર વિરામ લઈને એણે કહ્યું કે "સાહેબ, મારો પિતા જે દુઃખદાયક પદ્વી ભોગવે છે તે ઉપરથી તમે સારી પેઠે જાણતા હશો કે દુઃખ ભરેલા દેખાવોથી હું અજાણ્યો નથી કેમકે એના વિસ્તીર્ણ અધિકાર તળેનાં જુદાં જુદાં પ્રગણાંઓમાં હું ફર્યો છું. ત્યાં મેં કેવા દુઃખના પોકાર સાંભળ્યા છે! એકાંતવાસિઓને કેવી દુર્દશામાં જોયા છે; હિંદ સમુદ્રના કિનારા ઉપર બેરીસોના અરણ્યમાં મેં એવાં માણસ જોયાં છે કે જેઓને આ વિસ્તીર્ણ સંસારમાં એક પણ મિત્ર હતો નહીં, જેઓએ બાળકનાં લાડ જોયાં નથી અથવા ધૈર્ય આપતો સમાધાનીનો શબ્દ સાંભળ્યો નથી; સઘળી મનુષ્ય જાતથી અલગ અને વેગળે રાખવાથી તેઓને માત્ર દેશવટો દીધો હતો એટલુંજ નહીં પણ તેઓના દુઃખમાં શાન્તિનું પાસું તો હતુંજ નહીં."— એટલામાં પ્રેમ ઉચ્ચરતા શબ્દોમાં દોષ દેતી હોય એમ ફેડોરાએ પોતાના પતીને કહ્યું કે "અને જ્યારે ઈશ્વરે તમને તથા મારી છોકરીને એ દુઃખમાંથી બચાવ્યાં છે ત્યારે તમારે આવી સખત રેખાવવી જોઈએ વારૂ! જો એને તમારી પાસેથી લઈ જવામાં આવી હત તો તમે શું કરત? એ વિચાર મનમાં આવ્યાથી સ્પ્રિંગરની રૂવાંટી ઉભાં થઈ; એણે પોતાના

છોકરીનો હાથ ઝાલ્યો અને પોતાની સ્ત્રીના હાથ સાથે તેને છાતી સરસો દાબ્યો પ્રેમ—દૃષ્ટિએ તેઓના સામું જોઈ બોલ્યો કે "અરે! ઈશ્વર મારો સાક્ષિ હજો, મારી પાસેથી સઘળું સુખ ઝુંટવી લેવામાં નથી આવ્યું તે હું કેટલું સારી પેઠે જાણુંછું."

પ્હો ફાટતાંજ તરુણ સ્મોલોફે દેશપાર કરેલાં માણસની રજા લીધી. તેને જતો જોઈ ઈલીઝાબેથને ઉદાસી થઈ, કેમકે પોતાની ધારેલી યુક્તિ તેની આગળ કહી મદદ માગવાને એ અધિરી હતી; તેની જોડે ખાનગી વાત કરવાનો એક પળનો, પણ લાગ એને મળ્યો નહતો; તે ઓરડો છોડીને એનાં માબાપ ગયાંજ ન્હોતાં અને તેઓના દેખતાં તેની જોડે એ ખાનગી વાત કરી શકી નહીં. તથાપિ એને એવી આશા હતી કે તે જો એને ઘણી વાર મળશે તો વધારે ફાયદો થશે, અને એટલા માટે તેણે જ્યારે જવાની રજા માગી ત્યારે એ અતિ આતુરતાથી બોલીકે "એમ. ડી. સ્મોલોફ શું તમે પાછા નહીં આવો? અરે! મને વચન આપો કે મારા બાપનો જીવ ઉગારનારને હું આ છેલ્લી વેળા જોતી નથી."

પોતાની છોકરીના (આટલી) આતુર વિનંતી જોઈને સ્પ્રિંગરને આશ્ચર્ય લાગ્યું અને જરા બેચ્હેની થઇ. ટબોલસ્ક ના અધિકારીની આજ્ઞા વિષે વિચાર કરી એ આજ્ઞા ફરીને ઉલંઘન ન કરવાનો એણે નિશ્ચય કીધો. ઈલીઝાબેથની વિનંતીનો સ્મોલોફે એવો ઉત્તર વાળ્યો કે પોતાનો પિતા પોતાને એ આજ્ઞાના અપવાદમાંથી મુક્ત કરશે એવી તેની ખાત્રી હતી અને એ વિષે તે દિવસે (પોતાના બાપને) આજીજી કરવાનો હતો. પણ તેણે સ્પ્રિંગરને કહ્યું કે "સાહેબ, જ્યારે મારે માટે હું આટલી કૃપા માગી લેવા જાઉં ત્યારે તમારી તરફનો કંઇ સંદેશો કહેવાનો નથી! તમારા નામમાં તેની પાસેથી કંઇ કૃપા માગી લેવી છે?" અસાધારણ ગાંભીર્ય ધારણ કરી સ્પ્રિંગરે ઉત્તર દીધો કે "ના સાહેબ, તમને શ્રમ આપવો પડે એવી મારી તરફની કંઇ વિનંતી નથી." પરોણાએ ઉદાસ થઇ નીચું જોયું; પછી ફેડોરાને વિનંતીપૂર્વક એજ શબ્દોમાં પ્રશ્ન કર્યો. તેણે ઉત્તર વાળ્યો કે "સાહેબ, જો મને તથા મારી પુત્રીને પ્રાર્થના સાંભળવા દર રવીવારે સેમકા લગી જવાની તે પરવાનગી આપે

તો મને ઘણો આનંદ થાય." સ્મોલાફે તેની રજા લેવાનું માથે લીધું; અને આખા કુટુંબના આશીર્વચન સાથે તથા જલદીથી પાછા આવવાની ઈલીઝાબેથની છુપી ઇચ્છા સાથે તે ત્યાંથી નિકળ્યો.

સેમકે પાછા જતાં રસ્તામાં સ્મોલાફ ઈલીઝાબેથ વિષેજ વિચાર કરતો ચાલ્યો. એને જંગલમાં પ્રથમ જોઈ ત્યારથીજ એની ચકરિ ઘુંમ થઇ ગઇ; ત્યાર પછી એની અને એનાં માબાપની વચ્ચે જે દેખાવ થઈ રહ્યો તે જોઇને એના ચિત્ત પર બહુજ અસર થઇ હતી; જે જે શબ્દ તે બોલી હતી તે તે શબ્દ, તેની દૃષ્ટી, તથા તેની ઢબ, એણે સ્મરણશક્તિમાં આણ્યાં; અને વિશેષે કરીને તેના બોલેલા છેલ્લા શબ્દમાં તો એનું મન રહી ગયું હતું. આ છેલ્લી વિનંતી સિવાય, પૂજ્યબુદ્ધિને મળતા આવતા માનને લીધે, તેના ઉપર પોતાનો પ્રેમ છે એમ ડોળ ઘાલવામાં એણે આચકો ખાધો હોય; પરંતુ જે આતુરતાથી પાછા મળવાની ઈલીઝાબેથે ઇચ્છા બતાવી હતી તે ઉપથી અને તેના વિનંતી કરવામાં જે પ્રેમાળ ભાવ રહ્યો હતો તે ઉપરથી એના મનમાં એવો શક આવ્યા વિના રહ્યો નહીંજ કે તે પણ પોતાના જેવા મનોવિકારથી ઉશ્કેરાઇ હશે.

એવો વિચાર આતુરતાથી અને તરૂણાવસ્થાની કલ્પનાથી એનામાં નિપજ્યો અને એણે એમ માની લીધું કે આગલી સાંજે જે અણધાર્યો બનાવ બન્યો તે અકસ્માત્. નહીં પણ પ્રારબ્ધમાં હોવાથીજ થયો, અને હવે તેઓ બંનેની વચ્ચે પરસ્પર સ્વભાવનું સરખાપણું છે એમ તેને લાગ્યું. ઈલીઝાબેથના નિર્દોષ અંતઃકરણમાં, પોતાની સઘળી આશા પાર પડશે એવું નક્કી વાંચવાને તે અધિરો થઇ ગયો હતો. આહા! ત્યાં આવતે કોઈ દિવસે એને જે વિચાર માલમ પડવાના તે વિચારની હવડાં એ કેટલી જુદી કલ્પના કરતો હતો.

ઝુંપડામાં સ્મોલાફના આવી ગયા પછી સ્પ્રિંગરની ઉદાસી વધતી જણાઇ. તે તરૂણ પુરૂષનાં ઔદાર્ય, શૂરાતન, અને કુલીનતા વિષે એણે વિચાર કર્યો અને તે ઉપરથી પોતાની છોકરીને સારૂ એણે આવોજ વર જોયો હત એમ એના મનમાં હમેશ આવતું; પણ પુત્રીની (હાલની) સ્થિતિ જોતાં એ વિચાર પર એનાથી રહેવાયું નહીં; અને

રમોસોફને ફરી મળવાની ઇચ્છા હોવાને બદલે એના મનમાં તેના પાછા આવવા વિષે બહુ ભય રહેતો હતો; કેમકે જે દુઃખનો એણે અત્યાર લગી અનુભવ લીધો હતો તે સઘળાના કરતાં પોતાની પુત્રીને આશા હિન પ્રેમની ભોગ થઈ પડી ક્ષીણ થતી જોવી એ સોસાય નહીં એવું દુઃખ હતું.

એક દિવસ સાયંકાળે પોતાનું માથું હાથ ઉપર ટેકવી, પોતાની કોણી ઘૂંટણ ઉપર રાખી ભાર ઉદાસીમાં નિમગ્ન થઈ જઈ એણે ઊંડો નિશાસો મુક્યો. ફેડોરાએ સીવવાનું પડતું મુક્યું, અને પોતાના પતી ઉપર ખરા અંતઃકરણની કરૂણા સૂચવતી દૃષ્ટિ કરીને, તેનો મિથ્યા શોક દૂર કરવા અને તેના ઘાયલ આત્મા ઉપર શાન્તિરૂપી સુગંધિ લેપ ચોપડવા પોતાને શક્તિમાન કરવાને ઈશ્વરની આરાધના કીધી.

ઓરડાના છેટેના ખુણામાંથી ઈલીઝાબેથે બંનેને જોયાં અને રમોલોફ પોતાના સાહસમાં ઉત્તેજન તથા સુલભપણું આપશે એ વિષે શક ન આણી, પોતે તેઓને પ્રથમના સુખમાં પાછાં આણશે એવા વીચાર કરતાં છુપો આનંદ પામી; શુભ પ્રેરણાથી એની ખાત્રી થઈ કે રમોલોફ ઉસ્કેરાશે, અને એને સહાયતા આપશે; પણ પોતાનાં માબાપ અને મુખ્યત્વે કરીને પોતાની મા ના પાડશે એવો એને ડર લાગ્યો. એમ છતાં તેઓને જાણ કર્યા વગર જવું, એ પોતાના જ વિચારમાં ત્રાસદાયક અને અસંભવિત થઈ પડે, કેમકે તેઓના દેશનું નામ, તેમજ રશિઆના મહારાજા પાસે જે અપરાધને માટે ક્ષમા માગી લેવી હતી તે અપરાધનું રૂપ એને ખબર નહતાં: ત્યારે પોતાની ધારણા તેઓને કહેવી અવશ્યની હતી, અને એ સ્પષ્ટ કહેવાને આ યોગ્ય ક્ષણ હતી: એટલા માટે એક ઘુંટણ ઉપર પડી, સહાયતા આપવાની અને પોતાનાં માબાપ પોતાની વિનંતી કબુલ રાખે એવું તેઓનું મન કરવાની એણે ઈશ્વરની સાચા દિલથી સ્તુતી કરી; પછી પોતાના બાપ પાસે જઈ જે ખુરસી ઉપર તે બેઠો હતો તે ખુરસી ઉપર ટેકીને એ તેની પાછળ ઉભી રહી, અને પોતાને આવેલી જોઇ તે બોલાવશે એવી આશામાં થોડી વાર મુંગી રહી; પરંતુ તેને તેની તેજ ઉદાસીની સ્થિતિમાં જારી રહેલો જોઇને એ આ પ્રમાણે બોલી ઉઠી: "મારા પિતા તમને એક પ્રશ્ન

પુછવાની મને રજા છે?" તેણે ઊંચું જોયું અને બધી વાતની રજા છે એવી ઈશારત કીધી. "તે દહાડે જ્યારે તમને એમ. ડી. સ્મોલેટે પુછયું કે તમારે કોઇ વસ્તુની ઇચ્છા છે, ત્યારે તમે ના કહી; વારુ, એ ખરૂં છે કે તમને કશી પાંતીની ઈચ્છા નથી?"—"એનાથી સાધ્ય થાય તે પાંતીની નહિ"—"ત્યારે તમારી ઈચ્છેલી વસ્તુ કોણ આપી શકશે?"—"ન્યાય"—"મારા પિતા, એ કયાં મળે છે?"—"બ્હેન એતો સ્વર્ગમાં; પણ પૃથ્વી ઉપર ધારતી હોયતો કોઈ જગામાં નહી." આટલું બોલી રહી ગયા એટલે એની આંખપર વધારે કાળાસ પસરવા માંડી, અને એણે પાછી ઉદાસ સ્થિતિ ધારણ કરી.

થોડી વાર શાન્ત રહીને ઉસ્કેરાયલે અવાજે ઈર્ષાઆબેથ ફરીને આ પ્રમાણે બોલી ઉઠીઃ "મારાં વ્હાલાં માબાપ, હું કહું તે સાંભળો, આજે મારૂં સત્તરમું વર્ષ પૂરૂં થયું આ દિવસે તમે મને હયાતિમાં આણી. અને જો તમે, જેને મારો આત્મા ઈશ્વરની મૂર્તિ પ્રમાણે માન સાથે પૂજે છે, તેની ભકિતમાં એ જો કામે લગાડવા દો તો એનું સાર્થક થયું એમ હું વિચારીશ. મારા જન્મના સમયથી, તમારા ઉપકાર નહીં થયેલા અથવા વ્હાલનાં ચિન્હ નહીં જણાયલાં, એવો કોઈ દિવસ ગયો નથી; એનો બદલો અત્યાર લગી તો હું આભાર અને પ્રીત વડેજ વાળી શકું છું; પરંતુ એ આભાર જતાવી અપાયો નથી તો શા અર્થનો? એ પ્રાંત મેં સિદ્ધ કરી આપી નથી, તો શા કામના?—અરે! મારાં પ્રિય માબાપ તમારા બાળકનું મર્યાદા બહાર જવું ક્ષમા કરજો; એને સારૂ જન્મની ઘડીથી જે તમે નિરંતર કર્યા કર્યું છે તે એના જીવતરમાં તમારે સારૂ એક વાર કરવા એ ઇચ્છે છે; ત્યારે કૃપા કરીને તમારા અસુખની ગુહ્ય વાર્તા એને કહો."—એનો પિતા બોલ્યો "બ્હેન તારે શું પુછવાની ઇચ્છા છે?"—"કે તમારા ઉપરની મારી ભકિત કેટલે દરજ્જે પહોંચી છે તે સિદ્ધ કરી આપવા શકિતમાન થવામાં જેટલું જરૂરનું છે તેટલાનો મને ખબર કરશો; આ વિનંતી કરવામાં મારો શો હેતુ છે તેનો ઈશ્વર સાક્ષિ છે." આ છેલ્લા શબ્દ બોલતાં એણે પોતાના બાપ આગળ ઘુંટણીએ પડી કાલાવાલા કરતું અતિ દયામણું મ્હોં કર્યું. અશ્રુની ધારા ચાલી રહેલી એવા એના મુખ ઉપર એવી પ્રૌઢતા પ્રકા-

શી રહી હતી અને એની નમ્ર સ્થિતિ ઉપર એના આત્માના શૈર્યની છાયા પડવાથી એ એવી દેવદૂત જેવી દીસતી હતી કે એની ધારણા સ્પ્રિંગરની કલ્પનામાં તત્ક્ષણ આવ્યા વિના રહી નહીં. દેવદૂત પાસે આવી ઉભો રહેવાથી જેવો માન સાથે ભય લાગે તેવા એક જાતના ભયથી ચકિત થવાને લીધે, આંસુ પાડવાને અથવા નિશાસો મુકવાને અશક્ત એવો, એ શાન્ત અને તટસ્થ બની ગયો; એના દુઃખના સમયમાં એવો કોઈ બનાવ બન્યો નહતો કે જેમાં ઈલીઝાબેથના બોલેલા શબ્દથી એના મન ઉપર હમણાંના જેટલી અસર થઈ હોય: અને રાજ તેજથી પણ ભય ન પામે એવો એનો દૃઢ આત્મા પોતાના બાળકના સ્વરને સ્વાધીન થઈ ગયો. અને જે મનોવિકારે એને દાબી નાખ્યો તે સમાવી દેવાનું એણે વ્યર્થ પ્રયત્ન કીધું.

સ્પ્રિંગર શાન્ત થઈ ગયો તોપણ ઈલીઝાબેથ ઘુંટણીયે પડી રહી. એની મા એને ઉઠાડવાને પાસે આવી; એની પાછળ બેસવાથી, દરસાવેલા જે વિચાર અથવા દેખાવથી એના ગુપ્ત વાર્તા એના પિતાને જણાઈ તેની, ફેડોરાને ખબર નહતી: અને એનું કોમળપણું જે કસોટીના ભયમાં હતું તે કસોટી વિષે એના મનમાં કલ્પના આવી નહતી. તે બોલી "આપણા ઉપર પડેલી વિપત્તિઓ તમારા બાળકને વિશ્વાસ રાખી કહેવામાં આનાકાની શા માટે કરોછો! શું એની યુવાવસ્થાને લીધે કહેતાં અચકાઓછો? શું આપણી ભાગ્યની પડતી દશા જાણવાથી ઈલીઝાબેથનો આત્મા મંદબુદ્ધિથી ઉદાસ થઈ શકશે?" પોતાની પુત્રી ઉપર સ્થિર દૃષ્ટિ કરીને સ્પ્રિંગરે જવાબ દીધો કે "નહીં, મને એની તરફથી બેસમજની કંઈ ધાસ્તી નથી." આ શબ્દ ઉપરથી, અને બોલતી વખતે એના મ્હોંના રંગ ઉપરથી ઈલીઝાબેથને માલમ પડ્યું કે પોતાનો પિતા પોતાની ધારણા જાણી ગયો હતો; એણે છૂપી રીતે તેનો હાથ દાબ્યો, કે તે એકલો પોતાની મતલબથી વાકેફ થાય. કેમકે પોતાની માનું દિલ એ સારી પેઠે જાણતી હતી અને જેમાં તેને દુઃખ થાય તે ક્ષણ દૂર કરવાને એ ઘણી રાજી હતી. સ્પ્રિંગર મ્હોટેથી બોલ્યો "હે, ઈશ્વર! મેં મારા મન સાથે નિરર્થક ક્લેશ કર્યો તે ક્ષમા કરજે; જે જે સુખ મારી પાસેથી લઈ લેવામાં આવ્યું હતું તેને સારૂ મેં ખેદ

કર્યાં પણ એમ ન જાણ્યું કે તેં મ્હારે માટે બીજાં ઘણાં સુખ નિર્માણ કીધાં છે. ઈલીઝાબેથ, આજના એકજ આનંદનાં દિવસમાં તેં દુઃખના બાર વર્ષનો પુષ્કળ બદલો મ્હને વાળી આપ્યો છે."—એણે જવાબ દીધો "મ્હારા પિતા! જ્યારે તમારા જેવા પિતાનું બાળક આવા કૃપા-શબ્દ સાંભળે છે ત્યારે આ સંસારમાં વાસ્તવિક સુખ નથી એમ તમારે ફરીને કહેવું નહીં. પણ બોલો તમને મ્હારા સમ છે તમારૂં તથા તમારા દેશનું નામ, અને તમારા દુઃખનું કારણ મને કહો" "દુઃખી હું કંઈ હવે ઝાઝી વાર દુઃખી નથી; મ્હારી પુત્રી સાથે હું જે ઠામે રહું તેજ મ્હારી દેશછે; અને જે નામમાં હું મ્હારો મ્હોટામાં મ્હોટો મહિમા માનુંછું તે ઈલીઝાબેથનો પિતા એજછે"—એટલામાં ફેડોરા બોલી " અરે દીકરા! હું એમ નહોતી ધારતી કે તારા ઉપર જે વ્હાલ રાખવામાં આવતું તેમાં વધારો થવો જોઈએ; પણ તેં તારા બાપના મનનું સમાધાન કર્યું છે."

આ શબ્દ સાંભળતાંજ દઢ અંતઃકરણનો સ્પ્રિંગર પણ કેવળ ગગળી ગયો: તેની આંખમાં એકદમ આંસુ ભરાઈ આવ્યાં, અને પોતાની સ્ત્રી તથા પુત્રીને હૃદય સરસી ચાંપીને ડસકાંથી તૂટતે સ્વરે વારે વારે બોલ્યો કે " હે પૂર્ણ પુરૂષોત્તમ ક્ષમા કરજે, તારી આજ્ઞા સામી બડબડવાની છાતી કરી એવા કૃતઘ્નિને ક્ષમા કરજે; અને પોતાના અવિચારને લીધે જે શિક્ષાનું એ પાત્ર છે તે શિક્ષા અટકાવજે."

જ્યારે આ જોશવાળા મનોવિકાર સમાઈ ગયા ત્યારે સ્પ્રિંગરે પોતાની પુત્રીને કહ્યું કે "બ્હેન હું તને જે જે વાતની ખબર જાણવાની ઈચ્છા છે તે તે સઘળી વાત કહીશ એવું વચન આપુંછું, પણ તારે થોડા દિવસ સબુર ખમવી પડશે. જે ક્ષણે તેં મારાં દુઃખ વિસરાવી નાંખ્યાંછે તેજ ક્ષણે તે વિષે હું બોલી શકતો નથી."

આજ્ઞાંકિત ઈલીઝાબેથે ઝાઝો આગ્રહ કરવાની છાતી ચલાવી નહીં અને જે ખબર આપવાનું એણે વચન દીધું હતું, તે ખબર આપવાની એને ઉલટ આવે ત્યાં લગી મર્યાદામાં રહી રાહ જોવી એવો નિશ્ચય કીધો. પણ તે ક્ષણની એણે વ્યર્થ વાટ જોઈ; સ્પ્રિંગરને એ વિષેનો ભય હતો અને તે એનાથી દૂર રહેતો; એની ધારણાની તેણે

અટકળ બાંધી હતી; અને આ પ્રમાણ પિતાનાં કૃતજ્ઞતા અને આનંદાશ્ચર્યનું ગમે તેવી ભાષામાં એ વર્ણન થઈ શકે નહિ, તોપણ જે કબુલાત એ કાલાવાલાથી માગી લેવાની એવી તેને ખબર હતી તે કબુલાત સ્નેહાળપણાને લીધે એનાથી અપાઈ શકી નહીં; તેમજ પોતાને ના પાડવાનો અધિકાર છે એમ પણ તે ધારતો નહતો. ખરેખર પોતાના હક્ક પાછા મેળવવાની આશા રાખી શકાય, અને જે વર્ગમાં એ જન્મેલી તે વર્ગમાં ઈલીઝાબેથને પાછી મૂકાય, એવો ઉપાય માત્ર એ હતો; પરંતુ એને જે જે શ્રમ અને જોખમ ખમવાં પડે તે વિષે જ્યારે તેણે વિચાર કર્યો ત્યારે સમાવી શકાય નહીં એવી ધારણા એના મનમાં આવી. પોતાના કુંટુંબને તેની પહેલી તથા વતનદારીમાં પાછું સ્થાપવા તેણે પોતાનો પ્રાણ અતિ આનંદથી અર્પણ કર્યો હત. પણ આવા પ્રયત્નમાં પોતાની પુત્રીનો પ્રાણ જોખમમાં આણવો એ તેની હિમ્મત થકવી નાંખે એવી કસોટી હતી.

પોતાના પિતાના મૌન્ય ધારણ કરવાથી પોતે કેવી રીતે ચાલવું જોઇએ તે ઈલીઝાબેથે જાણ્યું. એને ખાત્રી હતી કે તે એની યુક્તિનો મર્મ સમજી ગયો હતો, અને એથી પ્રથમ જોયલા તે કરતાં તેના ઉપર વધારે અસર થયલી દીસતી હતી. એ યુક્તિ જો તેણે માન્ય કરી હત, તો એ વિષય ઉપર બોલવામાં આટલી બધી સાવધાનિથી તે દૂર રહ્યો નહત; ખરેખર જ્યારે એણે પોતાની યુક્તિ વિષે વિચાર કર્યો ત્યારે તે એટલીતો અસાધ્ય જણાઈ કે પોતાનાં માબાપ તેને માત્ર તેઓના ઉપરની પ્રેમ-ભક્તિનો ઉભરો ગણશે એમ માલમ પડ્યું. તેથી પોતાની યુક્તિ સાધ્ય કરવામાં સુગમ જણાય એવા ઘાટમાં મૂકવા, જે મ્હોટાં વિઘ્નો તેમાં આવી પડેલાં હતાં તેમાંનાં ઘણાંખરાં કાઢીનાંખી તે બતાવવી જોઇએ. અને એ હેતુ માટે સ્મોલોફની સલાહ અને સહાયતા લેવી જોઇએ, એટલા સારૂ એ વિષય ઉપર મુંગાં રહેવું, અને તેની જોડે વાતચિત થાય ત્યાં સુધી એ ભેદ પોતાનાં માબાપ આગળ તદન ઉઘાડો કરવો નહીં એવો નિશ્ચય કરી, એ સ્મોલોફનાં પાછા આવવાની રાહ જોતી અધિરી થઇ બેઠી.

ઈલીઝાબેથે આગળથી જાણ્યું કે પોતાનાં માબાપને હા કહેતાં

અટકાવવાનાં મુખ્ય કારણોમાંનું એક, દુનિયાંની ઘણી સખત હવામાં ૮૦૦ મૈલની પગે મુસાફરી કરવાનું જોખમ લેવાની મુશ્કેલાઇ થઈ પડશે. આ અડચણ ઘટાડવાને અને દુઃખ તથા થાક ખમવા તૈયાર બનવાને બનતી કોશિશથી એણે પોતાનું જોર ઇશ્મિમના મેદાનમાં રોજ અજમાવવા માંડ્યું. પવનના ઝપાટાથી ઘસડાઈ આવી પોતાના સામું એટલા જોશથી અથડાતો કે ડગલું ભરાય નહીં એવો બરફ પડે, અથવા આગળ રસ્તો સૂઝે નહીં એવો ધુમસ વરસે, તો પણ એ પોતાના નિશ્ચયથી પાછી હઠતી નહીં, કેટલી વારતો પોતાનાં માબાપની મરજીથી ઉલટું ધીમે ધીમે સજા હવા અને તેઓની અપ્રીતિ સહન કરવાનો એ મહાવરો પાડતી.

સૈબીરીયા અકસ્માત વાવાઝોટાંને આધીન છે. શિયાળાની રૂતુમાં જ્યારે આકાશ ઘણુંજ શાન્ત દેખાય છે ત્યારે ઘણીવાર એકાએક ભયંકર વાવાઝડું થઇ આવે છે, અને મેઘમંડળમાં અંધકાર કરી નાંખે છે. તેઓ દૃષ્ટી મર્યાદાની સામસામી બાજુએથી ગતિમાં મૂકાય છે, અને જ્યારે એક બીજાની સાથે અથડાય છે, ત્યારે તેઓના જોસ્સાની સામા ઘણાંજ જોરાવર ઝાડ મિથ્યા બાથ ભીડે છે. વળી-જતાં વૃક્ષ ભોંય સુધી નિરથક નમે છે; તેનાં નમી જતાં ડાળાં ભાગી જાય છે, અને ધ્રુજતાં પાંદડાં વિખરાતાં પડેછે; પર્વતોના શિખર ઉપરથી હિમ ગબડી પડેછે, તેની સાથે બરફનાં મ્હોટાં ગચ્ચીયાં ખેંચાઇ આવી ખડકની ટોચો સાથે અથડાવાથી તેઓના અને ખડકના કટકા થઈ જાય છે; એ કટકા તથા જેમાં ભયભિત થયલાં પ્રાણીઓએ મિથ્યા આશ્રય લીધો હોય એવાં પડતાં ઝુપડાંનો ચૂરો વાયુના બળથી આકાશમાં ઊંચે ચઢી જઇ જમીન ઉપર પાછાં અથડાઈ પડવાથી, સૃષ્ટિનો પ્રત્યેક ઉત્પત્તિના નાશ થયલા ભાગ ભોંય ઉપર વિખરાતા પડે છે.

પોષ મહિનામાં એક દિવસ પ્રભાતે ઈલીઝાબેથ આવા ભયંકર તોફાનના ઝપાટામાં આવી ગઈ; તે મેદાનમાં ન્હાનાં દેવળ પાસે હતી અને આકાશમાં એકાએક અંધકાર થઇ જવાથી તોફાનનાં તૈયારી જણાઈ કે તેણે દેવળનાં માન આપવા લાયક છજાં તળે આશ્રય લીધો. આ પડ્યું! આ પડ્યું! એમ જણાતું દેવળ જોશથી વાતા પવને

સપાટામાં લીધું, અને તેને પાયામાંથી હીલાવી પળે પળે જમીનદોસ્ત કરવાની ધાસ્તી બતાવી. હોમકુંડ આગળ દંડવત્ કરતી ઈલીઝાબેથને ભય શી વસ્તુ છે, તેનું પણ ભાન નહતું; જે તોફાનથી પોતાની આસપાસની સઘળી વસ્તુઓ નાશ પામી પડવાને લીધે અવાજ સંભળાતો તેથી એના અંતઃકરણમાં વેદના થવાને બદલે જે સર્વશક્તિમાન્ પ્રાણીની ઇચ્છાએ એ નિપજ્યું તે ઉપર સ્વાભાવિક વિચાર જવાથી માન સહીત ભય ઉત્પન્ન થયો. એનું જીવન પોતાનાં માબાપને ઉપયોગી થઈ પડે તેથી એને ખાત્રી હતી કે જ્યાં સુધી એ તેઓને દુઃખમાંથી મુક્ત કરશે ત્યાં સુધી તેઓને સારૂ ઈશ્વર એનું સાવધાનિથી રક્ષણ કરશે. આ વિચાર, માબાપ ઉપરની ભક્તિના ઉત્સાહને લીધે નિપજેલાં ધર્માંધપણાને મળતો આવવાથી ઈલીઝાબેથને એવી તો સંપૂર્ણ શાન્તિની પ્રેરણા થઇકે પોતાની આસપાસ ઝબુકા મારતી વિજળી સાથે યુદ્ધ કરતાં તત્વોની વચમાં તે મનના દુઃખ દેતા સંતાપને સ્વસ્થ રીતે આધીન થઇ ગઇ; અને જ્યાં એ અત્યાર સુધી સ્તવન કર્યાં કરતી હતી તે હોમકુંડના છેડા આગળ, પિતાના-હૃદય ઉપર આરામ લેતા નિર્દોશ બાળકના જેવી નિર્ભય અને શાન્ત, નિદ્રાને વશ થઈ ગઈ.

સ્મોલોફ પણ એજ દિવસે ટબોલસ્કથી પાછો આવી પહોંચ્યો. સેમકામાં આવ્યો કે તરતજ બહારવટિયાંનાં ઝુપડાં તરફ એ આગળ ચાલ્યો. એ ફેડોરાનો વિનંતિ કરેલી પરવાનગી લાવ્યો હતો; તેથી તે અને તેની પુત્રી ઈશ્વરની ભકિતને અર્થે દર રવીવારે સેમકા જવાને સ્વતંત્ર થયાં; પરંતુ સ્પ્રિંગરને એટલી છૂટ આપવાને બદલે એને માટે દરબારના હુકમ હમેશના કરતાં વધારે સખ્ત એ હતા કે, એને એકવાર વધારે મળવાની તરૂણ સ્મોલોફને રજા આપવામાં ટબોલસ્કના સુબાએ પોતાના સેવાધર્મ સામું ન જોતાં પેતાની મનોવૃત્તિની સમ્મતિ લીધી હતી; પણ આજ મુલાકાત છેલ્લી હતી એમ એની પાસેથી એના પિતાએ પ્રતિજ્ઞાપૂર્વક વચન લીધું હતું; આટલી બધી સખ્તાઈ જોઇને સ્મોલોફ ઉદાસી રૂપ બની ગયો; તથાપી એ જેમ જેમ ઈલીઝાબેથના રહેઠાણ પાસે આવવા લાગ્યો તેમ તેમ એની ઉદાસી જતી રહેવા માંડી; તેને પાછી જોવામાં એને જે આનંદનો અનુભવ

થવાનો તે આનંદ આગળ પોતાના પિતાની ક્રોધની નિર્દય મનાને લીધે વિદાય માગવાનું દુઃખ એને ઝઝું લાગ્યું નહીં.

જે પ્રથમના ઉત્કંઠિત ઉદ્યોગમાં તરૂણ મનુષ્યનું મન ગુંથાય છે.તેમાં ચાલતા સમયના સુખમાં એટલાં ઉત્સાહ અને પૂર્ણતા હોયછે કે ભવિષ્યનો સઘળો વિચાર નાશ પામે છે, અને તેમાં આત્મા એટલોતો કેવળ તલ્લીન થઇ જાયછે કે ભવિષ્યના દુઃખનો આગળથી તર્ક બાંધવાને કંઇ આધાર રહેતો નથી. તરૂણ મનુષ્યને સુખનું ભાન એટલી તો હોંસની સાથે થાય છે કે તેની સ્થિતિના ચલિતપણા ઉપર રોકવાને તેઓને એક પણ વિચાર રહેતો નથી. પણ ઝુંપડામાં પેસી સ્મોલોફે આસપાસ જોયું અને ઈલીઝાબેથને નહીં દીઠાથી જ્યારે એના મનમાં એમ લાગ્યું કે તે પાછી આવે તેટલી બધીવાર પોતાથી ખોટી થવાશે નહીં, ત્યારે એને એવી નિરાશા થઈ કે તે ઉપરચોટકા જોનારની નજરે તળે પણ આવ્યા વિના રહે નહીં. જેણે પોતાને માટે ઈશ્વર-મંદીરનાં બાર ફરી ઉઘાડાં કર્યાં, તેમજ પોતાના વ્હાલા પતિનો પ્રાણ બચાવ્યો હતો, એવા સ્મોલોફને આશીર્વચન દઈને ફેડોરાએ જે અતિ આભાર ભરેલું અને વિનંતિપૂર્વક ભાષણ કર્યું તે અર્થ. સ્પ્રિંગરે તેને રક્ષણકર્તા, દુઃખીને દિલાસો દેનાર એવાં એવાં નામ આપી બોલાવ્યો તે અર્થ; જાણે તે તેઓનું બોલવું સાંભળતોજ ન હોય એમ જણાયું, અને જે થોડું તે બોલ્યો તેમાં પ્રત્યેક ક્ષણે ઈલીઝાબેથનું નામ તેના મ્હોમાંથી બહાર પડ્યું. તેના દેખાઇ આવતા ગભરાટને લીધે તેના મનની સ્થિતિ કંઇકંઇ જણાઇ પડી અને એથી તે ફેડોરાને વધારે પ્રિય લાગ્યોઃ પોતાની પુત્રી ઉપર તેનો પ્રેમ, જેનો લ્હાવો લેવામાં ઊંચામાં ઊંચી તૃપ્તિ રહેલી, તે જોઇને એનું મન ખિલી નિકળ્યું; અને ખચિત્ કોઇપણ માને પોતાના બાળક માટે અભિમાન રાખવાનું ફેડોરાના કરતાં વધારે કારણ નહતું.

સ્પ્રિંગરને પણ પોતાની પુત્રીની પાત્રતા વિષે કંઇ થોડી માહિતી નહતી, તથાપિ તે પુરૂષનો તેની તરફ ઉઘાડો પક્ષપાત જોઇને તેના મનની શાન્તિનો ભંગ થાય એમ ભય પામી, એણે સ્મોલોફને તે જુદાં જુદાં બહાનાં કાઢી જે મુલાકાત લંબાવવાનું યત્ન કરતો હતો તેનો અંત આણવાની આશાથી તેના પિતાની આજ્ઞા પ્રમાણે ચાલવાનું સ્મર્ણ કરાવ્યું.

એજ સમયે (આગળ વર્ણવેલું) તોફાન થઇ આવ્યું; માબાપને પોતાની છોકરીના રક્ષણ ઉપર વિચાર આવતાંજ કંપારી છુટવા લાગી. ત્રાસ પામી ગયલી મા "ઈલીઝાબેથ! ઓ ઈલીઝાબેથ! અરે મારી ઈલીઝાબેથનું શું થશે?" એમ બૂમ પાડી ઉઠી. સ્પ્રિંગર મુંગો મુંગો પોતાની કાઠી લઇ છોકરીની ખોળ કાઢવા ચાલ્યો; સ્મોલોફ પણ એની પુઠે ધસ્યો.

ચારે દિશાએ વાવાઝડું ઘણા જોસ્સાથી ચાલી રહ્યું હતું; વૃક્ષ મૂળમાંથી ઉખડી જતાં હતાં, અને અરણ્ય પાર કરવાનું યત્ન (માથે લેવામાં) ભારે જોખમ રહેલું હતું. સ્પ્રિંગરે વાંધો ઉઠાવી સ્મોલોફને પોતાની જોડે ન આવવાનું કહ્યું પણ તેણે માન્યું નહીં; સ્મોલોફ સઘળો ભય સારી પેઠે જાણતો હતો અને ઈલીઝાબેથને ખાતર એવા ભયમાં આવી પડવાનો લાગ મળે તે સારૂ, એ ઘણો ખુશ થયો કે બીજી કોઇ તરેહથી તેને ખુલ્લો કહી ન શકાય, એવી તેના ઉપરના પોતાના પ્રેમની પોતે સાબિતી આપી શકે.

હવે તેઓ અરણ્યના મધ્ય ભાગમાં આવી પહોંચ્યા. સ્મોલોફે પુછ્યું "આપણે કઈ બાજુ તરફ વળીએ." સ્પ્રિંગરે જવાબ દીધો કે, "મેદાન તરફ;" "મેદાનમાં એ રોજ પસાર કરે છે અને સો વસા એણે દેવળમાં આશ્રય લીધો હશે." તેઓ વધારે કંઇ બોલ્યા નહીં; તેઓને સરખીજ ચિંતા થતી હતી. ભાગી જતી ડાળીઓના, તથા પવનના જોરથી અહીં તહીં વિખરાતા મડકેલી કટકાના પ્રહારની સામે પોતાના મસ્તકનું રક્ષણ કરવા વાંકા વળીને તેઓના મ્હો ઉપર વાગતા બરફે જેટલી ઝડપથી ચાલવા દીધા તેટલી ઝડપથી તેઓ આગળ હીંડયા.

મેદાનમાં પહોંચ્યા એટલે વૃક્ષના પડવાથી જે જોખમનો તેઓને ભો હતો તે તો હવે બંધ પડ્યું; પણ આ ઉઘાડી (ઝાડ વગરની) જગામાં પવનના ઝપાટાથી કેટલીક વેળા તેઓ પાછા ધસડાઇ જતા હતા અથવા કેટલીક વેળા ભોંય ઉપર પડી જતા હતા. આખરે તેઓ ન્હાના દેવળ પાસે આવી પહોંચ્યા. તેઓને એવી આશા હતી કે ઈલીઝાબેથે આ દેવળમાં આશ્રય લીધો હશે. પણ જ્યારે તેઓએ પ્રત્યેક ક્ષણે ઓ પડ્યું તથા હવડાં ભાગી ભૂકાનો ઢગલો થઈ પડશે એમ દીસતાં જરા જરા જોડી લીધેલાં પાટીયાંની ફરેકાળવાળી આ જોખમ ભરેલી આસરાની જગા જોઇ ત્યારે એ અંદર હશે

એ વિચાર ઉપથીજ તેઓને કમકમાટ છુટ્યો. બાપના કરતાં વધારે ભયથી ઉશ્કેરાઈ, તેને પાછળ રહેવાદઈ, એ ઉંડળી ગયલા દેવળમાં સ્મોલોક પહેલો પેઠો. ત્યાં જઇને જુએ છે તો લખી ન જાય એટલા આશ્ચર્યતા સાથે એણે ઈલીઝાબેથને ભયભિત થયલી, ફિક્કી, અને ધ્રુજતી નહીં પણ હોમકુંડ આગળ સ્વસ્થ પણે નિદ્રાવશ થઈ ગયલી દીઠી. કહ્યું ન જાય એટલા વિસ્મયથી ચકિત થઈ તે ઉભા રહેછે. પોતાને વિસ્મય પામવાનું કારણ આંગળી વડે સ્પ્રિંગરને બતાવેછે: અને તેઓ બંને પુન્યબુદ્ધિના સરખા ભાવથી ઉશ્કેરાઇને ઇશ્વરના વિશેષ રક્ષણ તળે સુતેલા દેવદૂતની કોરે ઘુંટણ ઉપર પડે છે. પિતા પોતાના બાળક ઉપર વાંકો વળ્યો પણ આવા ઉત્કૃષ્ટ નિર્દોષપણા પાસે ઘણું નજીક જવાની જીકર ન ચાલવાથી સ્માલોક નીચી નજરે થોડાં ડગલાં પાછો હઠયો.

ઈલીઝાબેથ જાગી, અને પોતાના પિતાને જોઈ તેના હાથ ઉપર પડીને બોલી કે "હંઅ! હું જાણતી હતી તો કે તમે મારો રક્ષા કરવા ઉભા હતા." વર્ણવી ન શકાય એટલા ઉદ્વેગની સાથે સ્પ્રિંગરે તેને હૈયા સરસી દાબી. એણે કહ્યું "બ્હેન તેં તારી માનો અને મારો જીવ કેટલો ઉચ્ચાટમાં નાંખ્યો છે!"–ઈલીઝાબેથ બોલી "એ શોક ઉપજાવ્યો તેને માટે મને ક્ષમા કરો; અને હવે આપણે મારી માનો ભય મટાડવાને ત્વરાથી જઇએ." ઉભી થતાં તેણે સ્મોલોકને દીઠો અને આનંદ પામી વિસ્મયના નમ્ર શબ્દમાં બોલી કે "આહા! ત્યારે તો સઘળા રક્ષણકર્તા–ઈશ્વર, મારો પિતા, અને તમે,–મારી રક્ષા કરી રહ્યા દેખાય છે." તેના ઉપર આસક્ત એવો, આનંદ પામેલો સ્મોલોક પોતાના મનના ઉભરા ઘણીજ મુશ્કેલાઇથી સમાવી શકયો.

સ્પ્રિંગરે પાછું બોલવા માંડયું. તેણે કહ્યું "મારી પ્રિય પુત્રી, તું તારી માને હર્ષ ઉપજાવવાનું કહેછે તે તો ખરૂં પણ તું એમ ધારેછે કે એ થઈ શકે તેવું છે! જે તોફાનમાંથી એમ. ડી. સ્મોલોક અને હું કોઈ ઈશ્વરી ચમત્કારથીજ ઉગર્યા તેના ઝપાટાની સામે ટકી રહેવા તું શક્તિમાન્ થઇશ કે નહીં, તેની તને જાણછે?" તેણે જવાબ દીધો "એ તો હવે જોઇએ, પણ તમારા ધારવા કરતાં મારામાં વધારે બળછે, અને જ્યારે મારી માને શાન્તિમાં લાવવા તેનો ખપ પડેછે ત્યારે તે કેટલું

કરી શકે છે, એ બતાવી આપવાનો લાગ આવ્યો જોઇને મને બહુ ખુશી પેદા થાય છે.

બોલતી વખતે તેની આંખમાં હમેશ દીઠામાં ન આવતી હિમ્મત ઝળકી રહી; અને સ્પ્રિંગરને માલમ પડયું કે માથે લીધેલું સાહસ કામ તે બાગ્યેજ છોડી દે. તેણે પોતાના પિતાની અને સ્મોલોફની વચ્ચે ચાલવા માંડયુ. તેઓએ તેને એકઠો ટેકો આપ્યો અને પોતાની પહોળી રજાઈ વડે તેના માથાનો બચાવ કીધો. પોતાના આધારની ઈલીઝાબેથને જરૂર પડે એવા ઝપાટા બંધ વાયુ વાતો જોઇને સ્મોલોફને કેટલો બધો હર્ષ થયો! એને પોતાની જાતનું તો ભાનજ નહોતું, જે, એ હર્ષ ચાલુ રાખવાને હજારો વખત ખુશીની સાથે એણે જોખમમાં નાંખ્યા હત. તેમજ જે આનંદમાં એ નિમગ્ન થઈ ગયો હતો તે આનંદ આગળ ઈલીઝાબેથની જીંદગી વિષે પણ એને કંઈ ભય નહતો, જેનું સંરક્ષણ કરવામાં એકઠાં મળેલાં મહા ભૂતનો પણ એણે હિસાબ ગણ્યો નહત.

હવે આકાશ પાછું નિર્મળ થવા માંડયું, વાદળાં વિખરાઈ ગયાં અને ધીરે ધીરે પવન મંદ પડવા માંડયો. સ્પ્રિંગર પાછો આનંદમાં આવ્યો પણ સ્મોલોફ તો ઉદાસ થઈ ગયો; ઈલીઝાબેથે એની પાસેથી પોતાનો હાથ ખેંચી લીધો અને મદદ વગર આગળ ચાલવાનું મન કીધું, કેમકે પોતાના પિતાના દેખતાં રહેલા તોફાનમાં ટકી રહેવાની તેને બહુ ઇચ્છા હતી; વળી તેને પોતાના બળ વિષે અભિમાન હતું અને જ્યારે રશિયાના મહારાજા પાસે એની તરફથી ક્ષમા માગવાનું તે માથે લે ત્યારે તે મેળવવા પૃથ્વીને છેટામાં છેટે છેડે જવું જરૂરનું હોય તો પણ તેના બળમાં લેશ ઉણું થાય નહીં, એવી એની ખાત્રી કરવાની આશાથી એના મ્હો આગળ તે બતાવી આપવાને તે આતુર હતો.

સઘળાં પોતાને પાછાં આવી મળ્યાં એ વિષે ઇશ્વરનો આભાર માની ફેડોરાએ તેઓનો દેહભાન ન રહ્યું એટલા આનંદમાં અને પ્રેમપૂર્વક આદર સત્કાર કર્યો. તેણે પોતાની પુત્રીને સ્વસ્થ કરી, જેણે આંસુ પડાવ્યાં તેને માટે ઉદાસી બતાવી; એનાં ટપકતાં વસ્ત્ર મૂકવી નાંખ્યાં, અને એની રૂઆંની બનાવેલી સળીની ટોપી ઉચકી લઇને એના લાંબા કેશ સરખા કર્યા. એની મા આ જે નજીવી પણ

માયાળુ સંભાળ નિત્ય લેતી હતી, તેને સારૂ એનું મમતાળુ હૃદય દિન પર દિન વધારે આભારિ થતું જતું. એ રીતે સંભાળ લેવાતી જોઇને તરૂણ સ્મોલોફને ઘણી અસર થઈ, અને એમ લાગ્યું કે ઈલીઝાબેથનો વર થવામાં એને જે સુખનો અનુભવ થશે તેમાં પ્રીતિ પાત્ર ફેડોરાનો જમાઇ થવાથી ઘણો વધારો થશે.

હવે વાવંટોળ કેવળ સમી ગયો હતો, અને રાત્રિએ વાદળાં વગરનાં આકાશમાં પોતાનો કાળો પડદો બિછાવવા માંડ્યો. સ્પ્રિંગરે પોતાના પરોણાનો હાથ દાબ્યો, અને ઉદાસી તથા સ્નેહની મળેલી વેદના સાથે એને જવાનો સમય થયો એમ સ્મરણ કરાવ્યું. ઈલીઝાબેથે ત્યારેજ પ્રથમ જાણ્યું કે એ છેલ્લિ ભેટ લેવા આવ્યો હતો.— એ ખબર થતાંજ એના ગાલની લાલાઈ જતી રહી અને એનો ગભરાટ પ્રગટ દેખાઈ આવ્યો.

એણે તેને કહ્યું "શું હવે તમે ફરી મારા જોવામાં કદી નહીં આવો?" તેણે આતુરતાથી ઉત્તર વાળ્યો કે " અરે, હા! જ્યાં સુધી તમે આ અરણ્યમાં વસો છો અને હું સ્વતંત્રછું, ત્યાં સુધી સેમકામાં રહીશ, અને તમે દેવળે આવશો ત્યારે, તથા મેદાનના સરોવરની પાળ ઉપર એ આનંદ લેવાનું ભાગ્યમાં હશે ત્યારે, હું તમને મળીશ." તે એકાએક ઉભો રહ્યો, અને પોતાના વિચારથી તથા પોતે જે બોલ્યો હતો તેથી આશ્ચર્ય પામ્યો; પણ એને એમ થવામાં ઈલીઝાબેથ કંઈ સમજી નહીં, તેણે જે કહ્યું હતું તે સઘળામાં તેઓનું ફરી મળવું નક્કિ છે, અને પોતાના સાહસ કામમાં તેની સલાહ લેવાને પોતે શક્તિમાન થશે એટલીજ વાત ઉપર એણે ધ્યાન આપ્યું હતું. આ આશાથી ધીરજ મળી અને તેને (જવાની) રજા માગતો જોઇ એને ઝાઝો ખેદ થયો નહીં.

રવીવાર આવ્યો કે ઈલીઝાબેથ અને તેની મા વૃહેલાથી શિરામણી કરી લઇ સેમકે જવા નિકળ્યાં. ઇશ્વર તમારૂં રક્ષણ કરો એવો સ્પ્રિંગરે તેઓને આશીર્વાદ દીધો, પરંતુ એના મનને ઉદાસી લાગી. કેમકે દેશવટો દેવાયા પછી એને આ પહેલીજ વાર ઝુંપડામાં એકલાં રહેવું પડવાનું આવ્યું હતું.પણ આ મનની વેદના એણે બહાર જણાવી નહીં, અને સ્વસ્થપણે જે સર્વોત્તમ પ્રાણીનું તેઓ નામ-સ્મરણ કરવા જતાં હતાં તેની રક્ષા તળે સોંપીને તેઓને આશીર્વાદ દીધો. પવન મધુરો હતો; સેમકાના અરણ્યમાં

થઇ જવાને પેલા તાતાર, ગામડીયાએ ભોમીયાની ગરજ સારી; અંતર થોડું માલમ પડ્યું. દેવળમાં પેસતાંજ પ્રત્યેક જણની નજર તેઓ તરફ ફરી; પણ મનમાં તેઓની નજર નીચી રહી હતી અને તેઓનું મન ઇશ્વર સાથેજ લાગેલું હતું. તેઓ હોમ કુંડલગી ચાલ્યાં આવ્યાં અને ત્યાં આગળ નમી, 'નમવાનો વખત મળ્યાં કરજો,' એવાજ હેતુ સાથે તેઓએ ઇશ્વરની ખરા ભાવથી પ્રાર્થના કીધી; અને ફ્રેડોરાની પ્રાર્થના કરતાં ઈલીઝાબેથની પ્રાર્થનામાં વધારે અર્થ રહેલો હતો તો જે પરોપકારી પ્રાણીએ તેઓની ધારણા જાણી તેણે તેઓ બંનેની પ્રાર્થના સરખી પ્રીતથી સાંભળી.

પ્રાર્થના કરતાં ઈલીઝાબેથે મ્હોં ઉપરથી બુરખો કાઢ્યો નહતો. પોતાના પેદાકરનારમાં અને પોતાના માબાપમાં એના વિચાર એટલા તો ગર્ક થઈ ગયા હતા કે જે પુરૂષની પાસે રક્ષણની એને આશા હતી તેના લગી તો તેઓ પહોંચ્યાજ નહીં. જેઓ પવિત્ર ઈશ્વર સ્તુતિ ગાતા હતા તેઓના સ્વરની ભક્તિભાવથી જે પુન્ય થઈ રહી હતી તેથી એના મનને સમાધીને મળતો ભાસ થયો. એણે પોતાના તર્કમાં જાણે સ્વર્ગ ઉઘડતું હોય અને પ્રવાસમાં માર્ગ બતાવી લઈ જવા સર્વ શક્તિમાન જાતે એક દેવદૂત આપતો હોય એવું ચિત્ર પાડ્યું. જ્યાં સુધી એના આનંદ પામેલા કાનમાં ગાયનનો નાદ ધુમ્મટ કીધો ત્યાં સુધી આ કલ્પિત ભાસ રહ્યો. તે સમી ગયો ત્યારે એણે પોતાનું મ્હોં ઊંચું કર્યું. અને પહેલોજ પદાર્થ જે એની દ્રષ્ટે પડ્યો તે પોતાનાં નેત્ર એના ઉપર એકાગ્ર ચિત્તે ઠરાવી રહેલો થોડેક છેટે એક સ્તંભને અઢેલી ઉભેલો તરૂણ સ્મોલોફ હતો; તે એને ઈશ્વરનો આપેલો, અરે પોતાના પિતાને મુક્ત કરવામાં જેની સહાયતા મળવાની હતી તે રક્ષા કરનાર, દેવદૂત જેવો દેખાયો. એના નેત્રમાં વિશ્વાસ અને આભાર પ્રકાશી રહ્યા. એ જોઈ સ્મોલોફને ઘણી અસર થઈ; તેના મનમાં જે વિચાર ચાલતો હતો તેના સરખુંજ એ હતું; કેમકે સ્મોલોફનું હ્રદય પણ એને જોવામાં તથા પોતાના ઉપર એનો પ્રેમ છે એમ માનવામાં જે આનંદ પોતે ભોગવતો હતો તે આનંદને માટે ઘણું આભારિ હતું.

દેવળમાંથી નિકળ્યાં એટલે સ્મોલોફે ફ્રેડોરાને અરણ્યના મંડાણ લગી

પોતાના ધીસલા (બરફમાં વપરાતી વગર પૈડાંની ગાડી) માં બેસી જ-વાની વિનંતિ કીધી. એણે એ ખુશીની સાથે કબુલ કરી; કેમકે એમ કરવાથી પોતાનો અને સ્પ્રિંગરનો જલદીથી સંયોગ થાય; પણ આ ગોઠવણથી ઈ-લીઝાબેથ નિરાશ થઈ; એણે પોતાના મનને એવા વિચારથી ફોસલાવ્યું હતું કે, રસ્તામાં ચાલતાં સ્મોલોફ જોડે ખાનગી રાહે વાત ચિત કરવાનો કંઈ પણ લાગ મળશે. એને ખબર હતી કે ગાડીમાં તો એ વાત અસં-ભવિત થઈ પડશે, અને અત્યાર સુધી પોતાની ધારણાથી કેવળ અજાણી એવી પોતાની માના દેખતાં જો પોતે એ વિષે બોલે તો એ વાત ઉઘાડી પડતાં વારેનેજ ધાસ્તીથી તે નાપસંદ કરે, અને પોતાને કોઈ રીતની સાહ્યતા આપવાની સ્મોલોફને મના કરે, તો પણ સંભવ પ્રમાણે આવો સારો પ્રસંગ ફરીથી મળે નહીં તેથી પોતાની યુક્તિ તેને કહેવાનો આ પ્રસંગ એણે ખોવો નજ જોઇએ. આ પ્રમાણે એનું મન ગભરાટ અને ગુંચવણમાં પડ્યું; એટલામાં સ્મોલોફે જે હદની પેલી તરફ જવાની ના કહી હતી તે અરણ્યની હદ મૂકીને ધીસલું ક્યારનું આગળ ગયું હતું; પણ ઈલીઝાબેથને છોડી જવાની તેનામાં દ્દઢતા ન હોવાને લીધે તેઓ સરોવરની પાળ સુધી આવી પહોંચ્યા ત્યાં લગી તેણે આગળ હંકાવી મૂ-કયું; એમ છતાં તેને અહીં અટકવાની જરૂર પડી; ફેડોરા પહેલી ઉતરી અને તેનો હાથ ઝાલીને કહ્યુંકે “ કોઈ કોઈ વાર તમે આ રસ્તે નહીં આવો!” ઈલીઝાબેથ જે [illegible]ની પાછળ ઉતરી તે ઉતાવળેં અને ધીમે સાદે બોલી કે “ ના, આ રસ્તે નહીં, પણ કાલે મેદાનમાંના ન્હાના દે-વળમાં.” આ પ્રમાણે પોતાના શબ્દ સ્મોલોફ કયા અર્થમાં લેશે, તેનો વિચાર કર્યા વગર એણે નિષ્કપટથી મળવાનો વાયદો કર્યો. એણે એવી કલ્પના કરી કે પોતે માત્ર પોતાના પિતાના હિત વિષે બોલી હતી; અને તેના સામું જોવાથી, પોતાની વિનંતિ સાંભળવામાં આવી તથા તે માન્ય કરવામાં આવશે એમ માલમ પડ્યું, ત્યારે એનું મ્હોં હર્ષથી પ્રકાશી રહ્યું. ફેડોરા અને એની પુત્રી પોતાના રહેઠાણ તરફ વળ્યાં ત્યારે સ્મોલોફ એ-કલોજ એક જાતના અતિ આનંદકારક વિચારમાં ગર્ક થઇ ગયલો અર-ણ્યમાં થઇને પાછો ફર્યો. જે તેણે સાંભળ્યું હતું તે કાને પડવા પછી પોતાના ઉપરના ઈલીઝાબેથના પ્રેમ વિષે તે ભ્રાંતિ કેમ આણી શકે? અને એને વિષે પોતાને જે જાણ હતી તે જાણની સાથે એ નિર્ભ્રાંત

પણું તેના મનમાં હર્ષના, ઘણાજ ઉલ્લાસિ વિકાર ઉપજાવવાને કેમ ચૂકે? તેણે એના જેટલી સુંદરતા કોઇવાર જોઇ નહતી; થોડા સમય ઉપર તેના સરજનારની આગળ ભક્તિ તથા નિર્દોષપણાની મૂર્તિ જેવી એને તેણે દીઠી હતી. એનાં મા બાપ જોડેની એની વર્તણૂકમાં તેણે એના પ્રેમાળ અંતઃકરણની વારંવાર સાબિતી પણ જોઈ હતી. ખરેખર, એવું પ્રેમાળ હૃદય પિતાનો પ્રાણ બચાવવાને લીધેલું ઓશિંગણ હતું તે પુરૂષ ઉપર પ્રેમ રાખવા ઉસ્કેરાવવામાં કેમ ચૂકે? કુદરતનીજ તાલીમ લીધેલી અને તેથી નિષ્કપટી અને ભોળી એવી એ છોકરીને પોતાના વિચાર છુપા રાખવાની કળા ક્યાંથી આવડી હશે. પણ પોતાના મા બાપથી છુપી રીતે તેને મળવાની ઇચ્છા બતાવી એ જોઇને તેને આશ્ચર્ય લાગ્યું; પરંતુ આ અવિવેકને માટે તેણે સહેલથી સબબ શોધી કાઢ્યા અને તે પ્રેમની ઘેલછાને લાગુ પાડ્યો.

બીજે દિવસે પ્રભાતે ઇલીઝાબેથ દેવળે ગઈ, ત્યારે ઉપર કહેલા પ્રકારની છુપી ભેટમાં જે ગભરાટ રહેલો છે તેમાં એ નહતી, પણ ભોળા નિર્દોષપણામાં જે નિરાંત રહેલી છે તેમાં હતી. પોતાના પિતાને સ્વતંત્ર કરવા પહેલું ડગલું ભરવા તરફ એ જે કરતી હતી તેનો વિચાર કરતાં એનાં પગલાં વધારે હલકાં ઉપડવા માંડ્યાં, તથા એણે વધારે જોમથી ચાલવા માંડ્યું. હિમાળાં મેદાન સૂર્યના તેજથી પ્રકાશી રહ્યાં, અને વૃક્ષની ડાળીઓ પર ટંગાઇ રહેલાં હજારો હિમકણમાં નાના પ્રકારની સુંદર અને ભભકદાર આકૃતિમાં તેની ચળકતી પ્રતિમાનું પ્રતિબિંબ પડી રહ્યું હતું; પરંતુ આવો ચળકતો અને સ્વચ્છ પ્રકાશ પણ ઇલીઝાબેથના આત્માથી થોડો નિર્મળ અને ઉતરતા વર્ગનો હતો. તે દેવળમાં પેઠી; સ્મોલોફ ત્યાં નહતો; આ વાર થવાથી એને ઉદ્વેગ થયો; એના ચહેરા ઉપર જરા ઝાંખાસ પસરી ગઈ. એ ઉદાસીની છાયા પસરવાનું કારણ આશાભંગ થયલું અભિમાન, અથવા તરછોડાયલી પ્રીતિ પણ નહતું. આ પળે એના અંતઃકરણમાં કોઈ વિકાર અથવા દોષનો સમાસ તો થાયજ નહીં પરંતુ જે પુરૂષની એ આટલી બધી કાળજીથી રાહ જોતી હતી તે પુરૂષથી કંઇ વિઘ્ન અથવા ઓચિંતો બનાવ નડવાને લીધે આવી શકાયું નહીં, એવી એને ધાસ્તી લાગી. આટલી બધી વાર

સુધી એને જે ગભરાટ થયાં કરતો હતો તે બાઝાવાર ન લંબાવવાની એણે સર્વશક્તિમાનની આતુરતાથી પ્રાર્થના કીધી. એ પ્રાર્થનાના સમયમાં સ્મોલોક આવ્યો. પ્રીતિની જોડે લાગી રહેલી ઝડપથી આવવા છતાં એને ત્યાં પોતાનાથી વહેલી આવેલી જોઇને તે આશ્ચર્ય પામ્યો.

મનુષ્ય અંતઃકરણના વિકાર પોતાની તૃપ્તિની ખોળ કરવામાં ઉશ્કેરાય છે, પણ આજે ઈલીઝાબેથે એવી સાબિતી આપી કે પોતાનો ધર્મ બજાવવામાં સદ્ગુણ એથી પણ વધારે તત્પર છે. સ્મોલોકને જોઇ આભારની નિશાનીમાં એણે પોતાના હાથ ઊંચા કર્યા પછી તેની તરફ ફરીને તે શાભીતી અને દર્સાવતી રીતે બોલી કે "અરે! એમ. ડી. સ્મોલોક હું તમારી કેટલી અધિરાઇથી વાટ જોઇ રહી છું!" આ શબ્દ, એના મુખનો રંગ, અને કહેવા પ્રમાણે બરોબર વખતે આવી મળવામાં એની ચોક્કસાઇ, એ સંધાથી હર્ષિત થયલા તરૂણના પોતાના ઉપર એનો પ્રેમ છે એવા વિશ્વાસને પુષ્ટિ મળી. પોતાની તરફથી સામો પ્રેમ તે હોંસથી દાખવવાની તૈયારી ઉપર હતો પણ એને ઉત્તર દેવાનો તેને સમય મળ્યો નહીં. એ બોલી "હું કહું તે ધ્યાન દઇ સાંભળો." એમ. ડી. સ્મોલોક, મારા પિતાને સ્વતંત્ર કરવાના યત્નમાં હું તમારી સહાયતા માગી શકું એવા હેતુથી મેં તમને મળવાનો આ લાગ શોધ્યો છે. મદદ તથા સલાહ આપવાનું તમે મને વચન આપો છો?" આ થોડા શબ્દ સાંભળતાંજ સ્મોલોકના સુખના સઘળા વિચાર ભાગી પડ્યા. તે ખેદ પામ્યો તથા ગુંચવાયો, અને તેને પોતાની ભૂલ સુઝી આવી. પણ ઈલીઝાબેથ ઉપર તેનો જે પ્રેમ હતો તેમાં કાંઈ મીનમેખ થયું નહીં. તે ધુંટણીએ પડ્યો—ઈલીઝાબેથે જાણ્યું કે ઈશ્વર આગળ; પણ આ માનનું ચિન્હ તેણે એને બતાવ્યું હતું અને એને જે જે જોઇએ તે તે કરવાનું પ્રતિજ્ઞા પૂર્વક કહ્યું.

એણે નીચે પ્રમાણે પાછું બોલવા માંડ્યું: વિવેકબુદ્ધિના ઉદયે જ્યારથી મારા આત્માને જ્ઞાનનો પ્રકાશ આપ્યો છે ત્યારથી મ્હારા વિચાર મ્હારાં માબાપમાંજ પ્રોવાયા રહેછે; તેઓનું વ્હાલ મારૂં મ્હોટામાં મ્હોટું સુખ થઈ પડ્યું છે; અને તેઓને સુખ થાય એવી સહાય કરવી એજ મારી ઇચ્છા છે. તેઓ દુઃખી છે. તેઓના છુટકારાને સારૂ ઈશ્વરે

મને મોકલી છે; અને એ છટ્ઠીનો લેખ પાર પાડવામાં મદદ આપવા તેણે તમને આ જગાએ આવવાનું સુઝાડ્યું છે.”મ્હારો હેતુ પીટર્સબર્ગ જઇ મ્હારા પિતાની તરફથી ક્ષમા માગવાનો છે. એ કામ અશક્ય છે એમ જણાવતું આશ્ચર્યતાનું ચિન્હ સ્મોલોફે બતાવ્યું. પણ એણે જલદીથી પાછું બોલવા માંડ્યું. “આ યુક્તિએ મારૂં મન કેટલા કાળ થયાં રોકયું છે તે હું કહી શકતી નથીઃ એ મ્હારા જન્મની સાથેજ લાગેલી હોય એમ મ્હને લાગે છે. મ્હારી સ્મૃતિ પ્રમાણે એજ પ્રથમ મ્હારા મનમાં આવી હતી, અને એણે મ્હારો ખ્યાલ કદી છોડ્યો નથી. નિદ્રામાં કે જાગૃતિમાં પળે પળે એ વિચાર મ્હારી પૂઠે લાગેલો છે, અને તમે પાસે હોછો ત્યારે પણ હું એમાંજ ગુંથાયલી રહું છું. તમને અહીં આવવાની વિનંતિ કરવામાં એથીજ ઉત્તેજન મળ્યું છે; કેમકે એ વિચારે મ્હને એટલી હિમ્મતથી ઉશ્કેરી છે કે હું થાક, ગરીબાઈ, હરકત, તથા મરણથી ડરતી નથી; ખરેખર, સૈબીરીયા છોડી જવાની મને એટલી ઈચ્છા છે કે જો મ્હારાં માબાપ એ વાત કબુલ ન કરે તો તેમની આજ્ઞા ન માનવાને પણ મ્હેં મ્હારૂં મન માર્યું છે. એમ.ડી. સ્મોલોફ આ ઉપરથી તમે જુઓ છો કે એ વાતમાં વાંધા ઉઠાવવા એ મ્હારી જોડે ચાલવાનું નથી; આવો નિશ્ચય પાછો ફરી શકાવવાનો નથી.”

આ ભાષણ ચાલ્યું તે સમયમાં, એના ઉપર પ્રીતિ રાખનારનું મન જે જે આશાથી ઉમંગમાં આવ્યું હતું તે તે આશાનો જડમાંથી નાશ થયો; પણ તેને વર્ણવી ન શકાય એટલું સાનંદાશ્ચર્ય લાગ્યું. ઈલીઝાબેથની વયની અબળામાં આટલું શૂરાતન હોવું એ અત્યાર લગીમાં એના જોવામાં તથા વિચારમાં જે જે વસ્તુ આવેલી તેના કરતાં, એટલું બધું શ્રેષ્ટ હતું કે સાંમી બાજુથી પ્રેમનો બદલો મળવાને લીધે જે હર્ષ થાય તેના કરતાં ભાગ્યેજ થોડો આનંદ ઉપજાવે એવી અસર તેના મન ઉપર થવાથી, તેની આંખમાંથી એકિ ધારે આંસુ ગરવા માંડ્યાં. તે બોલ્યો “આ રીતે તમે મને તમારા સલાહ આપનાર અને ભોમીઆની જગોએ પસંદ કીધો એ જોઇને હું સુખી—અરે બદારત કરતાં પણ વધારે સુખીછું, એમ સમજાુછું. પણ તમને જુદાં જુદાં વિઘ્નોની ખબર નથી.” તે બોલી “એ વિઘ્નોએ

મને નાહિમ્મત કરી નાંખી છે; અને એ વિઘ્ન ઘણું કરીને તમારા જેટલી અસરથી બીજો કોઈ ખસેડી શકવાનો નથી. જવાબ સાંભળવાની અધિરાઈ બતાવી તેણે કહ્યું કે "બોલો! તમે કહો ને મહારાથી પાર પડ્યા જેવી નથી એવી શી વસ્તુ તમે માગો છો!"—"એ વસ્તુ હરકતરૂપ થઈ પડી નડે છે. એકતો હું રસ્તાથી અજાણી છું, અને બીજું એ કે મારા જવાથી મારા પિતાને દુઃખ થાય; બીજી સઘળી હરકતો કરતાં આ છેલ્લી હરકત મારા મનમાં હદ ઉપરાંત ઘોળાયાં કરેછે; હવે મારા પ્રવાસ સંબંધિની એટલે મારી વાટમાં કયાં કયાં શેહેરો આવશે, અને ત્યાં કંગાળ પ્રવાસીઓને સદાવરતું અપાતું હોય એવાં ઘર કયે ઠેકાણે છે, એવી માહિતી મેળવવાનો મારે તમારો આધાર છે; અને વિનંતિપત્ર કેવી રીતે મહારાજાને નજર કરવો કે તેના હાથમાં ગયા વગર રહે નહીં તે કહો. પણ પ્રથમ તમારૂં વચન લેવું જોઇએ કે તમારો પિતા મારા પિતાને તેની પુત્રીના અપરાધને માટે શિક્ષા કરે નહીં." આ વાત તેણે પ્રતિજ્ઞા પૂર્વક કબુલ કીધી, પણ તેની સાથે કહ્યું કે "ઈલીઝાબેથ તારા પિતા વિશે મહારાજાએ અગાઉથી કેટલો બધો નઠારો વિચાર બાંધ્યો છે તે તું જાણે છે! તે એને કટ્ટા દુશ્મન જેવા ગણે છે." તેણે ઉત્તર વાળ્યો કે, એને માથે શો અપરાધ મુકવામાં આવ્યો હતો તેની પણ ખબર નથી: વળી મને એના ખરા નામની અથવા એના દેશના નામની જાણ નથી, પણ એ નિર્દોષ છે એ જાણી તો મને ખાત્રી થઈ ચુકી છે,"—સ્મોલોફે પુછ્યું "શી રીતે! તમારો પિતા કઈ પદ્વી પર હતો, અથવા એને વિષે કયું નામ દઇને બોલવું તેનુંજ પહેલ કંઈ તમને જ્ઞાન નથી."—એણે જવાબ દીધો "એમાંથી એકેનું જ્ઞાન મને નથી." તે બોલી ઉઠયો "ત્યારે તો જે સાહસ કામમાં તમારો આખો જીવ પ્રોવાઈ રહ્યોછે તે સૂચવવામાં અભિમાન અથવા લોભનો તો છાંટો પણ નહીં હોય!, એ કેવું વિસ્મય-કારક છે! તેમને કેટલી બધી પ્રતિષ્ઠા પાછી મળે તે તમે જાણતાં નથી; તમેતો માત્ર તમારાં માતપિતા વિષે વિચાર કરોછો. પણ હું ભુલું છું. તારા જેવા આત્માને કુળની મ્હોટાઈ એ શી વસ્તુ છે, તથા જે વિચાર તેને પ્રેરે છે તે વિચારને તારા પિતાનું (ખરૂં) મ્હોટું નામ એ શી વસ્તુ છે!" એટલું કહી તે એના પિતાનું નામ દેવા જતો હતો એટલામાં એ બોલી ઉઠી "રાખો! જે ગુહ્ય વાત તમે ઉઘાડવા જાઓછો તે ઉઘાડ-

વાનો અધિકાર મારા પિતાને છે, અને એનીજ મારફતે મારે તે જાણવું જોઇએ." આવેશ, આનંદ, અને આશ્ચર્ય સાથે સ્મોલોફે ઉત્તર દીધો કે "ખરૂં; પ્રતિજ્ઞાનો એવો કોઈ નિયમ અથવા મરજાદાની એવી કોઈ ઝીણી વાત નથી કે જે તારા જાણવામાં નથી." ઈલીઝાબેથે વાત કરવી જારી રાખી અને પોતાના પ્રવાસને લગતી જરૂરીયાતની ખબર તે ક્યારે આપશે એમ તેને પુછ્યું. તેણે જવાબ દીધો "એ વિષે વિચાર કરતાં વખત લાગશે; પણ ઈલીઝાબેથ એમ ધારોછો કે ઈશ્રાઈ પ્રાંત અને ઈશ્વિમ વચ્ચેની આસરે ૨,૩૦૦ મૈલની મુસાફરી તમે એકલાં, પગે, પાસે પૈસા વગર કરી શકશો!"—ઈલીઝાબેથ બોલી ઉઠી "અરે! જેણે મ્હને મ્હારાં માબાપની સહાયતાને સારૂ મોકલી છે તે મ્હારી સંભાળ લીધા વિના રહેવાનો નથી."

થોડી વાર મુંગો રહી સ્મોલોફે નીચે મુજબ બોલવા માંડ્યું: "ઉ-ન્હાળાના લાંબા દિવસ આવે ત્યાં લગી આ સાહસ કામ વિષે વિચાર કરવો એતો અસંભવિતજ છે; એ કામ હવડાં તો બને એવું ખરે ખરૂં નથી;(બરફમાં વપરાતી)વગર પૈડાની ગાડી પણ ચાલતી બંધ થશે, અને સૈબીરીયાનાં જંગલ એટલાં ભીંજવાળાં છે કે જો અવિચારથી કોઈ પ્રવાસી તેમાં થઇને જવાનું પ્રયત્ન કરે તો એ તેની અંદર આખોને આખો ગર્ક થઈ ગયા વિના બચૂસ રહે નહીં. ઈલીઝાબેથ, હું તમને થોડા દિવસમાં પાછો મળીશ,અને તે વખતે આ યુક્તિ સંબંધિ મ્હારો ખરો મત જણાવીશ; કેમકે એ યુક્તિ જાણવાથી મારા ઉપર એટલી અસર થઈ છે કે તે વિષે હાલમાં વિચાર યુક્ત નિર્ણય કરવાને હું સમર્થ નથી. હું પાછો ટબો-લસ્ક જઈ મારા પિતાની સલાહ લઇશ. મનુષ્ય જાતમાં એ ઊંચા વર્ગનો પુરૂષ છે. કેમજે, ખરૂં નામ માનજો કે આ પ્રગણાનો અધિકારી જો એ ન હત તો દેશપાર કરેલાં માનવીની દશા આથી પણ વધારે ભુંડી થાત; વળી ઉમદા કામની કદર બુઝવામાં એના કરતાં કોઈ વધારે કાબેલ નથી,— આટલું છતાં એ તમને મદદ આપી શકશે નહીં; એને સેવા-ધર્મ મના કરે છે; પણ હું તમને મારી પ્રતિજ્ઞા ઉપર પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આવી સદ્ગુણિ પુત્રીને જન્મ આપ્યો તેને માટે તમારા પિતાને શિક્ષા કરવાને બદલે, તમને પોતાની કહેવામાં એ મ્હોટામાં મ્હોટો યશ માનશે. ઈલીઝા-બેથ! (કંઈ આડું અવળું બોલાયું હોય તો) મને માફ કરજો! હું ગમે

તેટલો દાબી રાખવા જાઉછું તોપણ મ્હારૂં અંતઃકરણ જેવું તેને લાગે છે તેવું સાફ બોલી ઉઠે છે; મ્હને માલમ છે કે જે મ્હોટી ધારણામાં તમે આટલો સમય થયાં ગર્ક થઈ ગયાં છો તે સિવાય બીજી કોઈ ધારણા તમારા મનમાં હોઈ શકે નહીં; અને એ પાછી ફરે એવી આશા નથી: પણ એવો કોઈ દિવસ આવે કે જ્યારે તમારાં મા બાપ પોતાના સ્વદેશમાં નિશ્ચિંત તથા સુખી થાય અને તેઓને ઝાઝીવાર શ્રમ કરવો ન પડે ત્યારે આટલું યાદ રાખજો કે આ અરણ્યમાં સ્મોલોફ તમને મળ્યો હતો, તેનો તમારા ઉપર પ્રેમ હતો. અને સંસારમાં રહી જે કીર્ત્તિ મળે તે સઘળી કીર્ત્તિ કરતાં ઈલીઝાબેથ જોડે દેશવટામાં રહી અપ્રસિદ્ધિ અને દરિદ્રતાની જીંદગી તેણે વધારે પસંદ કરી હત." તે વધારે બોલત પણ તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં અને તેનાથી બોલાયું નહીં: જે ચમત્કારી મનોવિકારે એને ગભરાટમાં નાખ્યો હતો તેથી વિસ્મય પામી તે છક થઈ ગયો હતો; અત્યાર સુધીમાં કોઈ વેળા તેને પ્રેમનું ભાન બરાબર થયું નહતું.

આ અણધારી વાતચિત થઈ તે દરમ્યાનમાં ઈલીઝાબેથ સ્તબ્ધ બની રહી હતી. માબાપ ઉપર વ્હાલ વિષેના વિચાર સિવાય બીજો કોઈ પણ વિચાર એને એટલો નવો હતો કે એ વાતચિતમાં એને ભાગ્યેજ સમજણ પડી: જો એનું અંતઃકરણ (એના માબાપ વિષેના વ્હાલથી) મોકળું હત તો એ ઝાઝું [illegible] જેવું લાગત નહીં, અને એનાં માબાપ સુખી હત તો એને સ્મોલોફ ઉપર પ્રીતિ થઈ હત. જો એ બનાવ આવતા સમયમાં કોઈ વાર બને તોપણ એ તેના ઉપર પ્રેમ રાખે; પણ જ્યાં લગી તેઓ દુઃખી છે ત્યાં લગી તો એ તેઓનાજ પ્રેમને વળગી રહેવાની; અને મનુષ્યનું અંતઃકરણ બહુ વસ્તુ ગ્રહણ કરે એવું છતાં બે વિકારનો જોડ સમાસ કરી શકતું નથી.

ઈલીઝાબેથને કદી મંડળીનો સહવાસ નહતો તેથી તેની રીતભાત તથા ધારાથી એ અજાણી હતી; તોપણ એનામાં સદ્ગુણની જોડે લાગેલા એક જાતની મર્યાદા હોવાને લીધે એણે એમ જાણ્યું કે જે પુરૂષે પ્રેમ વિષે ભાષણ કરવાની છાતી ચલાવી તેની સાથે પોતે એકાંત સ્થળમાં રહેવું જોઇએ નહીં. એટલા માટે એ દેવળમાંથી જવાની તૈયારી કરતી

હતી, એવામાં સ્મોલોફ એનો ઇરાદો સમજી ગયો ને બોલ્યો "ઈલીઝાબેથ, શું મેં તમારૂં અપમાન કર્યું છે? અંતઃકરણના છેક ઊંડા ભાગમાં જે ધણી પ્રવેશ કરી શકે છે તેની સાક્ષી આપીને હું કહું છું કે મ્હારા મનમાં તમારા વિષે જેટલો પ્રેમ છે તેટલીજ પ્રતિષ્ઠા છે. તે જાણે છે કે તમારી આજ્ઞા થાય તો ઉફ કર્યા વગર મરવાને હું ખુશી છું: ત્યારે ઈલીઝાબેથ મારાથી હવે તમારૂં અપમાન શી રીતે થયું?"—ઈલીઝાબેથે હળવે રહી જવાબ દીધો કે "તમે મારૂં અપમાન કર્યું નથી; પણ મ્હારાં માબાપના છુટકારાને માટે જે ઉપાય લેવાનું મારા વિચારમાં છે તેની તમને જાણ કરવાને માત્ર હું અહીં આવી; હવે એ કામ થયું એટલે મારે તમને બીજું કંઈ કહેવાનું રહ્યું નથી અને હું તેઓના ભેગી થવાને જાઉંછું."—"સારૂં, ત્યારે તમારો ધર્મ બજાવવા પાછાં વળો. એ ધર્મ સાથે સંબંધ કરી આપી તમે મને તમારા લાયક કર્યો છે; અને અતિ ગુપ્ત વિચારમાં પણ એ ધર્મને રસ્તેથી તમને આડાં ફેરવવાની, મારી ઇચ્છા હોવાને બદલે, એ કામ પાર પાડવામાં તમને સહાય આપી મારો સમય તમારીજ સેવામાં અર્પણ કરીશ."

ત્યાર પછી તેણે ઈલીઝાબેથને એનું કામ સાધવામાં ઉપયોગી થઈ પડે એવી સઘળી પક્કી ખબરની તથા એ વિષે પોતાના વિચારની સેમકામાં આવતે રવીવારે જાણ કરવાનું વચન આપ્યું; અને આવતે વખતે મળવાની આતુરતાથી આશા બતાવી તેઓ જુદાં પડ્યાં.

રવીવાર આવ્યો ત્યારે ઈઝાબેથ હર્ષથી પોતાની મા જોડે સેમકે ગઈ: સ્મોલોફને ફરી મળવાને તથા પોતાનાં જવામાં ઢોલ ન થાય એવી ખબર મેળવવાને તે આતુર હતી: પણ પ્રાર્થના પૂરી થઇ તોએ સ્મોલોફ આવી પહોંચ્યો નહીં. ઈલીઝાબેથ અસ્વસ્થ થઈ. એની મા હજી પ્રાર્થના કરતી હતી તે છતાં (પ્રાર્થના કરવી બંધ પાડી) એણે એક વૃદ્ધ સ્ત્રીને પુછ્યું કે એમ. ડી. સ્મોલોફ દેવળમાં છે? તેનો ઉત્તર સાંભળીને એ ગાભરી થઈ. માજીએ જવાબ દીધો કે "ના, બે દિવસ થયાં તે ટબોલસ્ક જવા નિકળ્યો છે." આ પ્રમાણે જે ક્ષણે પોતાની અતિ આતુરતાથી ઇચ્છેલી વસ્તુ હાથમાં આવવાની તૈયારી માં છે એમ એણે ધાર્યું તેજ ક્ષણે તે વસ્તુ જતી રહી. હવે એના ખ્યાલમાં હજારો તરેહ

તરેહવાર દહેશત આવવા માંડી: અને જ્યારે સ્મોલાક સેમકા છોડી જતી વખત પોતાનું આપ્યું વચન યાદ કર્યું નહીં ત્યારે તે એ ટબોલસ્ક-માં યાદ કરશે એમ ધારવાને ઈલીઝાબેથને શો સબબ હતો? અને એ-કરતાં જો એને સ્મરણ થયું તો તે પ્રમાણે કરવાને એ સમર્થ કેમ થાય? આ વિચાર આખો દિવસ તેની પૂઠે ભમ્યાં કીધા; અને આશાભંગ હોવાને લીધે શોકથી પીડિત થઈને (એ શોકથી તેના મનમાં ઘણો પરિતાપ થતો હતો કેમકે પોતાનું દુઃખ જેની આગળ રડી શકાય એવું કોઈ માણસ નહતું એટલુંજ નહીં પણ પોતાની ઉદાસી પોતાનાં મા-બાપથી છુપી રાખવાને તેને બહુ ચાલાકી વાપરવી પડતી હતી) તે પોતાનું શોકથી ભરાઈ આવેલું હૈયું મોકળે મને ખાલી કરવાને પોતાની એકાંત ન્હાની ઓરડીમાં ગઈ.

તે ઓરડામાંથી ગઈ કે ફેડોરાએ પોતાના સ્વામીને લાગલુંજ આ પ્રમાણે કહેવા માંડયું: "જે ચિંતાથી મ્હારી શાન્તિમાં ભંગાણ પડે છે તેનું કારણ મ્હારે તમારા આગળ ખુલ્લું કહેવું જોઈએ. આપણી ઈલીઝાબેથમાં થયલો ફેરફાર શું તમારા જોવામાં નથી આવ્યો? એ આ-પણી સોડ સાંધતી નથી: સ્મોલાકનું નામ સાંભળતાં લજ્જાથી ફીકી પડી જાય છે; તેના વિયોગથી એને અસુખ થાય છે. આજ સ્હવારે દેવળમાં એની આંખ સઘળી બાજુએ ભમ્યાં કરતી હતી, અને મેં એને સ્મોલાક સેમકમાં [illegible] કે નહીં; એમ પુછતાં સાંભળી, તથા જ્યારે એને એવી ખબર મળી કે તે ટબોલસ્ક જવા નિકળ્યો છે ત્યારે એ મુએલાં માણસ જેટલી ફીકી પડી ગઈ. અરે, સ્ટે-નીસલેઅસ! મારૂં તમારી જોડે લગ્ન થયું તેની પહેલાંના દિવ-સમાં તમારૂં નામ દેવાતું કે લજ્જાથી હું એજ રીતે ફીકી પડતી તે મને સાંભરી આવે છે: એજ રીતે મારી આંખ તમારી ભાળમાં દરેક જગાએ ભમતી અને જ્યારે એ શોધ વ્યર્થ જતી ત્યારે આંસુથી ભરાઈ આવતી. અરે રે! આ કંઈ ક્ષણિક પ્રીતિનાં ચિન્હ નથી; અને એ મારી પુત્રીમાં જોઈને મને ધાસ્તી કેમ ન લાગે? એની માની પેઠે સુખ થવાનું એના ભાગ્યમાં લખ્યું નથી."—પ્રાણ વિંધાઈ જાય એટલી વેદનાથી પીડિત થઈને સ્પ્રિંગર બોલાઉઠયો કે "શું અરણ્યમાં, અરે શું

દેશવટામાં" ! "હા, અરણ્યમાં, દેશવટામાં, અરે જેને હું ચાહું છું તેનું સહવાસ સુખ હોયતો ગમે તે જગામાં."

એણે તેનો હાથ પોતાના હાથ ઉપર દાબ્યો. તો પણ તરતજ પોતાની પહેલી વાત ઉપર વળીને તે બોલીઃ "મ્હને ધાસ્તી લાગેછે કે મ્હારી ઈલીઝાબેથ તરૂણ સ્મોલોફ્ને ચાહે છે; અને એ મોહ પમાડે એવી છતાં તેતો એને કંગાળ દેશવટો દીધેલાં મનુષ્યની પુત્રી પ્રમાણે ગણશે; તે એના પ્રેમને તુચ્છ ગણી કહાડશે; અને પોતાનો તિરસ્કાર થયો જોઈને મ્હારી દીકરી, અરે, એકની એક દીકરી સંતાપમાં ને સંતાપમાં દેહ મૂકશે." આંસુએ એને બોલતી બંધ કરી નાખી અને સ્ટેનીસલેઅસ પોતાની પાસે છે એ વિષેનો જે આનંદ એને બધાળાં દુઃખમાં સમાધાની આપતો હતો તે પણ પોતાની પુત્રીના ભવિષ્યના સુખને માટે એ જે આંસુ ઢાળતી હતી તેનું નિવારણ કરી શક્યો નહીં.

સ્ટેનીસલેઅસે થોડી વાર વિચાર કરીને ઉત્તર દીધોકે; "મારી પ્રિય ફ્રેડોરા. સ્વસ્થ થાઃ મેં પણ ઈલીઝાબેથને તારી પેઠે ઝીણી નજરે જોઈ છે, અને કદાપિ એમ પણ હોય કે એના મનનો વિચાર તારા કરતાં હું વધારે સારી રીતે સમજ્યો છું. સ્મોલોફ્ વિષેના વિચારમાં નહીં પણ કંઈ બીજામાંજ એનું મન ગર્ક થઈ ગયું છે; હા, મ્હને એ વાતની ખાત્રી છે. વળી એવી પણ ખાત્રી છે કે જો આપણે એને સ્મોલોફ્ને દઈએ તો આ અરણ્યને વિષે ફ્લુએ ભેટનો તે તિરસ્કાર કરશે નહીં: અને એ વિચાર તેને એના જોગો કરશે, જો કોઈ દિવસ પણ—હા, એમ નક્કી થવાનું: ઈલીઝાબેથ આ જંગલમાં હમેશ એકાંત રહેવાની નથી; એનો સદ્ગુણ નિરંતર અપ્રસિદ્ધિમાં પડી રહેવાનો નથી; એ દુઃખી થવાને જન્મી નથી,—એમ બનેજ નહીં; પૃથ્વી ઉપરના આટલા બધા સદ્ગુણને સ્વર્ગથી ન્યાય મળવાનોજ; અને એવું દેખાડી અપાશે, પછી બે દિવસ આમ કે બે દિવસ તેમ."

દેશવટો દેવાયા પછી સ્ટેનીસલેઅસ આ પહેલીજ વાર નિરાશ સ્થિતિમાં જણાયો નહીં. આ ઉપરથી ફ્રેડોરાએ તો ભવિષ્યની અતિ આનંદકારક વાતો આગળથી કહીઃ અને (પોતાના કહેવાને) તેના તરફની પુષ્ટિ મળવાથી એ આરામ લેવાને શાન્ત થઈ સુઈ ગઈ.

સ્મોલોક્ને મળવાની આશાથી ઈજીઆએથ પ્રત્યેક રવીવારે સેમકે ગઈ; પણ. વ્યર્થ. તે માલમ પડ્યોજ નહીં અને આખરે એને એવી ખબર મળી કે તે ટમ્બાલસ્કથી પણ નિકળ્યો હતો. હવે એની સઘળી આશા ફોક થઇ ગઇ; કેમકે તેણે એને કેવળ વિસારી મૂકી હશે એ વિષેનો ઝાઝીવાર એને શક રહ્યો નહીં, અને એ વિચાર આવતો કે એ વારંવાર બહુજ ભારે શોક કરતી. પરંતુ અતિ નિર્મળ નિર્દોષપણાનો વિચાર પણ આ શોક કરવાને માટે એને દોષ દઇ શકે નહીં, કેમકે એ આંસુ કંઈ તરછોડાયલા પ્રેમની વેદનાથી નિપજ્યાં નહતાં.

હમણાં ચૈત્ર મહિનો પૂરો થવા આવ્યો હતો: હિમ ગળવા માંડ્યો અને સરોવરના રેતાળ કીનારા ઉપર જરા જરા લીલોતરી પસરવા માંડી; કાંટાનાં ઝાડવાંનાં ડાળાં નવા પડેલા હિમકણને મળતા આવતા ધોળા મોરથી ખીચોખીચ છવાઈ રહ્યાં, અને વાદળી રંગની કળીવાળાં તથા જેને અણીદાર સીધાં પાંદડાં ફુટી નિકળે છે એવા એક જાતના છોડવા ઉપરથી, પુષ્પ ગરી ભોંય પર પડવાને લીધે તેઓના મૂળની આસપાસ મિનાકારી કામ કર્યું હોય એવું દેખાતું: કોયલનાં ટોળાં ખાલી પડેલાં વૃક્ષ ઉપર ઉતરી આવ્યાં અને એઓએજ પ્રથમ શિયાળાની શોકકારક શાન્તિનો ભંગ કર્યો. નદીના કાંઠા ઉપર અને કોઇ કોઈ વેળા તેની સપાટી ઉપર ચળકતા અગ્નિ જેવા રંગનાં, કલગીદાર માથાં તથા એબનુસ જેવી ચાંચવાળી, સુંદરીની પક્ષીઓ, જેઓ તેઓના તરફ કોઈ પારધી ગોળી મારે અને નિશાન ચુકી જાય તે છતાં કારમી ચીસો પાડે છે તેઓ, કલ્લોલ કરી રહેતાં; અને ભાત ભાતના રાની મરઘા, ( કેટલાક કાળા, પોળા રંગની ચાંચવાળા, કેટલાક ચિત્રવિચિત્ર રંગના અને ગરદનની આસપાસ કરચોળી વળેલાં સુંદર રૂવાંવાળા ) ભીંજવાળી જગામાં ત્વરાથી દોડતા અથવા રોપામાં સંતાઈ જતા. ટુંકામાં, આ સઘળાં વસંતરૂતુનાં પૂર્વચિન્હ હતાં પોતના કામને અનુકુળ એવું આ વર્ષ જવા દેવાથી કેટલો ગેરફાયદો થાય તે આગળથી જાણીને તેમાં યશ મળશે એવા ઈશ્વર તથા પોતાની દ્રઢતા ઉપર ભરોંસો રાખી જીવની આધી થઇને કોઈની સાહ્યતા વિના એ કામ માથે લેવાનો ઈલીઆએથે નિશ્ચય કીધો.

એક દિવસ પ્રાતઃકાળે સ્ટેનીસલેઅસ પોતાની વાડીમાં ખોદતો હતો; જરા દૂર બેસીને ઈલીઝાબેથે એને છાનામાના જોયાં કીધો. એણે હજી લગી પોતાની દુર્દશાનો મર્મ તેને કહ્યો નહતો: તેમ એ વાત જાણવાની હવે તેને ઝાઝી ગરજ નહતી. તેના મનમાં એક જાતનું મર્યાદાપૂર્વક અભિમાન ઉત્પન્ન થયું અને તેથી તેની એવી ઇચ્છા થઈ કે જવાની પળ સુધી પોતાનાં માતપિતાની પદ્વી વિષે અજ્ઞાન રહેવું: અને જ્યાં લગી "હું એવી ક્ષમા માગવા જાઉંછું કે તેથી સઘળું પાછું મળશે" એમ ઉત્તર દેવાને પોતે સમર્થ થાય ત્યાંસુધી તેઓએ જે હાની ભોગવી હતી તે જણાવવાની તેઓને વિનંતિ કરવી નહીં. અત્યાર સુધી તો તે સ્મોલોફ ઉપર આધાર રાખી બેઠી હતી અને એના આધાર ઉપર જય મેળવવાની આશાનો વાજબી પાયો રચેલો હતો; પણ જ્યારે તે નિષ્ફળ ગઈ ત્યારે તેની મ્હોટી ઉમેદ ભરેલી કલ્પનાએ તેને બીજી આશાની સૂચના કરી; અને એ વિષે બોલવાનો તેણે નિશ્ચય કીધો. બોલવું શરૂ કરવાની હામ ભીડવા પહેલાં પોતાની યુક્તિની સામાં જે જે અડચણ આગળ કરવામાં આવે અથવા જે જે વિઘ્ન બતાવવામાં આવે તે વિષે એણે વિચાર કીધો; તેઓ બજનદાર છે એતો નક્કિ હતું કેમકે એને સ્મોલોફે એમ કહ્યું હતું: અને એને પક્કિ ખાત્રી હતી કે પોતાનાં માયાળુ માબાપ તો તેઓની અતિશયોક્તિ કરશે. જ્યારે તેઓ એને એમ કહે કે તેઓની પુત્રીને આંખ આગળથી થોડી વાર પણ દૂર કરવાથી તેઓને જે ધાસ્તી પેદા થયે તેની આગળ પોતાનો દેશ જોવો એ ગણત્રીમાં નથી ત્યારે તેઓની તકરાર, તેઓના કાલાવાલા તથા તેઓની આજ્ઞા, એઓના સામો શો ઉત્તર વાળી શકાય? પોતાનો પિતા પાસે છે એતો તે વિસરી ગઈ; અને એકદમ આંસુ આણીને, તેઓ જે જે દલીલ ઉઠાવે તે તે દલીલ રદ કરવાને પોતાનામાં અસર કારક ભાષણ કરવાની શક્તિ મૂકે એવું ઇશ્વર પાસે માગી લેવાને એ ઘુંટણીએ પડી.

સ્ટેનીસલેઅસે એને ડસકાં ભરતી સાંભળી, તરતજ પાછળ જોયું અને એની પાસે વહેલો વહેલો જઈને "ઈલીઝાબેથ શું છે! બ્હેન, તને શું થયું છે? તને દુઃખ હોયતો તારા પિતાની છાતી ઉપર તો રડ,"

એમ કહી, એને ભોંય ઉપરથી ઉચકી. એણે ઉત્તર દીધો—"અરે મારા પિતા મને હવે ઝાઝીવાર અહીં ખોટી ન કરો; મારી ઇચ્છા શી છે તે તમે જાણોછો; અરે, એટલી માન્ય કરો! જાણે ઇશ્વર જાતે પ્રેરતો હોય એમ મને લાગેછે."

એટલામાં તેઓનો સેવક તરૂણ ગામડીઓ દોડતો આવ્યો અને "એમ. ડી. સ્મોલોફ—એમ. ડી. સ્મોલોફ આવેછે!" એમ બોલી ઉઠ્યો એટલે ઈલીઝાબેથ બોલતી બંધ પડી ગઈ.

ઈલીઝાબેથ હરખની ચીસ પાડી ઉઠી અને પોતાના પિતાનો હાથ ઝાલી હૈયા સરસો ચાંપીને બોલી કે "એમ છેજ; સર્વશક્તિમાન જાતે મને તેડે છે. જે પુરૂષ મારે માટે માર્ગ સુગમ કરે અને સઘળાં વિઘ્ન હઠાવી દે તેજ પુરૂષને તેણે મોકલ્યો છે. અરે, મારા પિતા! તમારી બેડી તોડવાને તમારી પુત્રી હજી પણ સમર્થ થશે."

જવાબ સાંભળવાની વાટ ન જોતાં એ સ્મોલોફને જોવા દોડી ગઈ; જતાં પોતાની મા મળી તેનો હાથ ઝાલી ભેટી પડીને એ મ્હોટેથી બોલી કે "મારી જોડે આવ; તે પાછા આવ્યા છે. એમ. ડી. સ્મોલોફ પાછા આવ્યા છે"!

ઝુંપડામાં પેસતાં, લશ્કરી પોશાક પહેરેલા છે, પાસે કેટલાક કામદારો ઉભા છે એવો, દેખીતી આસરે ૫૦ વર્ષની વયનો, તેઓએ એકગૃહસ્થ જોયો. મા દીકરી વિસ્મય પામી પાછાં હઠયાં. પેલો તરૂણ તાતાર ગામડીયો બોલ્યો કે "આ તમારે એમ. ડી. સ્મોલોફ." આ શબ્દ સાંભળતાંજ ઈલીઝાબેથની સઘળી આશાનો બીજી વાર ભંગ થયો. એને આટલો બધો ઉચ્ચાટ થતો જોઇને ફેડોરાને કંપારી છુટી અને એ બધાના જોવામાં ન આવે એટલા માટે તે એની આગળ આવી ઉભી રહી. પોતાની પુત્રીનો આત્મા પ્રાણઘાતક કામવિકારને આધીન થઈ ગયોછે એ વિષે હવે તેને શક રહ્યો નહતો; અને પોતાના જીવનાં જોખમ કરતાં પણ જો દીકરીનો તેમાંથી છુટકો થઈ શકત તો એ દુઃખી માએ પોતે સુખીછે એમ માન્યું હત.

ટબોલસ્કના અધિકારીએ પોતાની સાથે આવેલાં માણસને ત્યાંથી જવાની આજ્ઞા કીધી અને સ્ટેનીસલેઅસ તરફ મ્હોં ફેરવીને તે બોલ્યો કે "સાહે-

બ રશિઆના દબારે વાજબી ધારી જે સમયથી તમને દેશવટો દીધોછે તે સમયથી આ દૂર જગામાં હું આજે પહેલવહેલોજ આવ્યો છું; અને એમ કર્યું એથી હવે મને ઘણો આનંદ થાય છે કેમકે આવા નામીચા દેશપાર કરેલા માણસ આગળ, એની પડતી દશા જોઇ મને અંતઃકરણથી કેટલી દાઝ આવે છે, અને જે સાહ્ય તથા સંરક્ષણ હું ઘણા હર્ષની સાથે આપું તે આપતાં સેવા–ધર્મ મને અટકાવે છે એ જોઇ મને કેટલો બધો ખેદ થાય છે, તે સાબિત કરી આપવાનો મને પ્રસંગ મળ્યો છે. "—સ્ટેનીસલેઅસે થંડાઇથી જવાબ દીધો કે " સાહેબ, મને મનુષ્યજાત પાસેથી કોઇ પાંતિની ઉમેદ નથી; મારા ઉપર તેની કરૂણા ઉપજાવવાની મને ઇચ્છા નથી કેમકે તે મારી દાદ લે એથી મારા હકમાં કંઇ સારૂં થાય એવી હું આશા રાખતો નથી: અને મારા દુર્ભાગ્યેજ મને તેનાથી છેટે નાંખ્યો છે એટલે આ અરણ્યમાં હું મારા દિવસ સંતોષી થઇને કાઢીશ."

સુબો અકળાઇને બોલ્યો કે "અરે, સાહેબ, તમારા જેવા પુરૂષના દૈવમાં દેશવટો ભોગવવાનું લખેલું એ શોક કરવા લાયક છે !"—સ્ટેનીસલેઅસે જવાબ દીધો " દેશવટામાં ને દેશવટામાંજ દેહ પાડવો." એ ઝાઝું બોલ્યો નહીં: કેમકે એક શબ્દ વધારે બોલવા જાત તો એની આંખમાંથી આંસુ પડત; અને એ યશસ્વી દુઃખી પુરૂષને તો અધિકારી આગળ પોતે પોતાના દુર્દૈવને ગણકારતો નથી એમ બતાવવાની ઇચ્છા હતી. જેમ એક બ્હીકણ ખબુતર પોતાના ખોમાળામાંથી નિકળવાની હામ ભીડવા પહેલાં પાંદડાંનાં વચગાળામાંથી દિવસ શાન્તિમાં (તોફાન વગર) જશે કે કેમ એ વિષે તપાસ કરવા બારીકીથી આકાશ ભણી જોય છે તેમ પોતાની માની પાછળ સંતાઇ ઉભેલી ઈલીઝાબેથ, પોતાની ધારણા અધિકારી આગળ મન મૂકી કહેવાને ઉત્તેજન મળે એવો એનો સ્વભાવ છે કે કેમ એ વિષે તપાસ કરવા બ્હીકથી એનાં ડોળ તથા રૂપ લક્ષ લગાડી જોઈ રહી.

એ અધિકારીને માલમ પડી આવ્યું અને તેણે એને ઓળખી કાઢી; તેના પુત્રે તેની આગળ એને વિષે ઘણીવાર વાત કરી હતી; અને એણે જે ચિત્ર વર્ણવી બતાવ્યું હતું તે ઇલીઝાબેથ વગર બીજા કશાને મળતું આવી શકયું નહીં. એની ભણી જોઈ તે બોલ્યો "બાઇસાહેબ,

મારા પુત્રે તમારે વિષે મારા આગળ વાત કીધીછે; તમે એના મન ઉપર એવી છાપ મૂકી છે કે તે કાળચક્ર પણ કાઢી શકવાનું નથી"—ફ્રેડોરા તરતજ બોલી ઉઠી કે "સાહેબ, પણ તમને તેણે એમ કહ્યું કતું કે એના પિતાના પ્રાણના રક્ષણને માટે એ તેની આભારી છે?" અધિકારીએ ઉત્તર દીધો "ના, બાઇસાહેબ, (એમતો કહ્યું નથી.) પણ એના પિતાને તથા તમારે અર્થે પોતાનો પ્રાણ અર્પણ કરવા એ કેટલી તત્પર છે તે તેણે મને કહ્યું હતું." સ્પ્રિંગર બોલ્યો "એ તત્પર છેજ; અને એ હમને પ્રેમભક્તિ એજ સુખ રહ્યું છે, અને માત્ર એ સુખ મનુષ્યજાત હમારી પાસેથી ખુંચવી લેવાને સમર્થ થઈ નથી." પોતાને થતો ઉદ્વેગ છુપાવવાને અધિકારીએ પોતાનું મ્હોં એક બાજુ તરફ ફેરવ્યું. થોડીવાર અટકીને તેણે ઈલીઝાબેથ ભણી મ્હોં કર્યું અને પાછું બોલવા માંડ્યું કે, "બાઇસાહેબ, મારો પુત્ર, જે તે સમયે સેમકામાં હતો તેને લીથોનીઆમાં જે લશ્કર ભેગું થતું હતું તેમાં કરી દાખલ થવા એકદમ નિકળી પડવાનો રશિયાના મહારાજાનો હુકમ મળ્યો, અને ઢીલ કર્યા વગર એને એ હુકમને તાબે થવું પડ્યું, તે વાતને આજ બે માસ થઈ ગયા છે. જવાની પહેલાં એણે મને તમને (એનો લખેલો) એક પત્ર પહોંચાડવાનું નોકી નોકીને કહ્યું હતું, પણ એ બની શકે એમ નહતું; એપીઆ સાથે એ પત્ર મોકલાવવામાં મારે ભારે જોખમ હોરી લેવું પડે; એ હું જાતે આપું તો બને અને એનો સોંપેલો પત્ર હું તમને હમણાં આપુંછું". અધિકારીએ જે પત્ર આગળ કર્યો તે ઈલીઝાબેથે શરમાઇને લીધો. સ્ટેનીસલેઅસ અને ફ્રેડોરાને વિસ્મય પામતાં જોઇને તે બોલી ઉઠ્યો કે "જે માતપિતાથી તેઓની પુત્રી આવીજ છાની વાત (નઠારી નહીં) છુપી રાખેછે તે માતપિતાને ધન્ય છે!" પછી તેણે પોતાના ચાકર નફ્ફરને પાછા બોલાવ્યા અને તેઓના દેખતાં સ્ટેનીસલેઅસને કહ્યું કે "સાહેબ, હજી પણ મહારાજાની આજ્ઞાને લીધે અહીં કોઇનો સત્કાર કરવાની મારાથી તમને રજા અપાતી નથી; એમ છતાં મને ખબર મળી છે કે, ચીનની સરહદથી કેટલાક ધર્મોપદેશકો પાછા વળવાના છે, તેઓને આ અરણ્યમાં થઇને જવું પડશે; માટે તેઓ જો તમારે ત્યાં એકરાત રહેવા વિનંતિ કરે તો તેઓનો સત્કાર કરવાની તમને રજા છે."

અધિકારી વિદાય થયા પછી, ઈલીઝાબેથે પોતાના હાથમાં પત્ર હતો

તે ઉપર ટગરે ટગર જોયાં કીધું પણ તે ફોડવાની એણે હિમ્મત ચલાવી નહીં. સ્ટેનીસલેઅસે કહ્યું, "બ્હેન, જો એ પત્ર વાંચવા મ્હારી અને ત્હારી માની રજાને માટે તું રાહ જોતી હોય તો સુખે વાંચ હમારી રજાછે." ત્યારે ઈલીઝાબેથે ધ્રુજતે હાથે એ પત્રની સીલ તોડી; અને વાંચતાં વાંચતાં મનમાં વારે વારે આનંદ અને આભારના પોકાર કર્યા. વાંચી રહ્યા પછી માબાપના હાથમાં પડીને તે બોલી કે, "સમય આવી પહોંચ્યો છે, મારા સાહસ કામમાં સઘળી તરફની અનુકુળતા જણાયછે; મારી ધારણા ઈશ્વરને પણ પસંદ પડી છે અને એ મારૂં કલ્યાણ ઇચ્છે છે. ત્યારે ઓ મારાં માબાપ! તમે મને એ કામમાં આશીર્વાદ નહીં દો!" આ સાંભળીને સ્ટેનીસલેઅસની રેવાં ઉભાં થયાં; જે ધારણા વિષે તે બોલતી હતી તે ધારણા એના જાણવામાં હતીઃ પણ ફેડોરા જેના મનમાં એ વિષેનો લેશમાત્ર પણ વિચાર નહતો તે બોલી ઉઠી કે "ઈલીઝાબેથ, આ ભેદનો શો મતલબ છે? ગેલા પત્રમાં શું લખ્યુંછે?", અને ઇલીઝાબેથના હાથમાંથી કાગળ લેવા ગઈ પણ તેણે એને તે લેવા દીધો નહીં; અને બોલી કે "ઓ મા! મને ક્ષમા કરજે, તારી આગળ બોલતાં મને ધ્રુજારી ચઢેછે: હું શું બોલવાની છું તેની તે હજી અટકળ બાંધી નથી, અને તારા મનમાં જે ભય પેદા થાય તેના વિચારથીજ મારી કહેવાની છાતી ચાલતી નથી, અને હવે માત્ર એ ભયરૂપી હરકત દૂર કરવી બાકી રહીછે. એ કેમ દૂર કરવી તે મને સુઝતું નથી. અરે! હમણાં તો મને તું મારા પિતાનેજ સમજાવવા દે; (હું જે કહું તેથી થતું દુઃખ સહન કરવાને) જેટલા એ સમર્થ છે તેટલી તું નથી"—સ્ટેનીસલેઅસ બોલ્યો "ના, બ્હેન, તું અમારામાં જુદાઈ ન રાખ, જે દેશવટામાં તથા વિપત્તિમાં પણ નથી બન્યું તે તું હમણાં ન કર. પ્રિય ફેડોરા બસતી આવ અને જે શબ્દો તારે કાને પડશે તે સાંભળવાથી જો તું હિમ્મત હારી જઈશ તો મ્હારી હિમ્મતથી તારા ઉદાસી પામતા જીવને હું ટકાવી રાખીશ." કોઈ જાતની ભારે આપત્તિ આવી પડવાની એવી બ્હીકથી ફેડોરા ભય પામી ઉદાસ થઈ ગઈ, પણ તે કયાંથી આવી પડવાની છે તેની એને ખબર નહતી. એણે ધાસ્તી ભરેલે સાદે જવાબ દીધો કે "સ્ટેનીસલેઅસ ત્હારી કહેવાની મતલબ શું છે? શું સઘળી વિપત્તિ મેં ધીરજથી ખમી નથી!" અને પોતાના સ્વામી તથા પુત્રી ઉપર વ્હાલ કરીને એ

બોલી કે "હમણાં પણ હું ધીરજ મુકવાની નથી, દૈવ ગમે તેટલો રૂઠશે તોપણ તમારી બેની વચમાં હું તેના સામી થઈ શકીશ"—ઈલીઝાબેથ ઉત્તર દેવા ગઈ પણ એની માએ એનું બોલવું સાંભળ્યુંજ નહીં: તે ચિંતાતુર થઈ મ્હોટેથી બોલી કે "વ્હાલી બ્હેન, તારે જોઈએ તો મારો પ્રાણ લે પણ આપણો વિયોગ થવામાં મારી સમ્મતિ માગીશ નહીં." આ શબ્દથી એમ સિદ્ધ થયું કે તે ભેદ સમજી ગઈ હતી; ત્યારે એ કહી તેને દુઃખ શા સારૂ ઉપજાવવું? પણ તેને સમ્મતિ આપવાનું સમજાવવું એ એટલું તો મુશકેલ થઈ પડયું કે ઈલીઝાબેથની મ્હોટી ઉમેદ-ભરેલી આશા પણ હિમ્મત હારી ગઈ. આંસુ વડે નવ્હાઈ ગયલી અને પોતાની માને ગભરાટમાં જોઈ ધ્રુજતી ઈલીઝાબેથ આચકા ખાઈ ખાઈને માત્ર આટલા શબ્દ બોલી. ઓ, મા! વારૂ મ્હારા પિતાના સુખને અર્થે તારી પાસે થોડા દિવસ માગી લઉં તો?" મ્હોટા પરિતાપની સાથે તેણે જવાબ દીધો કે "અરે! ના, એક દિવસ પણ નહીં. એવું કયું સુખ છે કે જે એ દુઃખનો બદલો વાળી શકે! ના, એક દિવસ નહીં! અરે ઈશ્વર! આ વિષે એ મને પુછે નહીં એવું કર." આ શબ્દ સાંભળીને ઈલીઝાબેથ કેવળ નાહિમ્મત થઈ ગઈ. આટલી બધી જોશમાં આવી ગયલી માને દુઃખદાયક થઈ પડે એવું જે પોતે બોલવાની હતી તે ન બોલી ને જે પત્ર એને ટબોલસ્કના અધિકારીએ આપ્યો હતો તે પત્ર એણે પોતાના પિતાને આપ્યો અને તેને વાંચવાની ઈશારત કીધી. તેણે એ પત્ર લીધો અને અચકી અચકીને બે મહિના ઉપર સ્મોલોફની ટબોલસ્કમાં લખેલી લીંટીઓ નીચે પ્રમાણે મ્હોટેથી વાંચી. "ઈલીઝાબેથ, સેમકેથી નીકળતી વખત મને જે ભારે કાળજી થઈ છે તેનું કારણ એકે, જરૂરીયાતને લીધે મારે તમારાથી દૂર જવું પડે છે અને તે વિષે તમને ખબર આપવી એ અશક્ય થઈ પડયું છે. ૧ તો મારાથી તમને મળાય નહીં, તમારા ઉપર લખાય નહીં, કે મારા પિતાની આજ્ઞા તોડયા વગર, અથવા એને બટ્ટામાં લાવ્યા વગર. તમે જે મારી પાસે ખબર માગી છે તે કહાવી મોકલાય નહીં. કદાપિ જો તમે મને દાખલો બતાવી આપ્યો ન હત તો, તમારા ઉપર ઉપકાર કરવાની મારી ઈચ્છા હોવાને લીધે, મારા ધર્મથી આડે માર્ગે જવાનું મને મન થયું હત; પણ જ્યારે છોકરાં માબાપનાં કેટલાં દેણદાર છે તે જાણ્યાને મને થોડોજ

વખત થયો છે, ત્યારે મ્હારા પિતાનો જીવ મ્હારાથી જોખમમાં નંખાયજ નહી. પણ હું કબુલ કરૂંછું કે, એમ કરવામાં, તમે જેટલા આનંદથી તમારો ધર્મ બજાવ્યો છે, તેટલા આનંદથી મેં મારો ધર્મ બજાવ્યો નથી. હું હૈયાશોકમાં ટબોલસ્ક પાછો વળ્યો. ત્યાં પહોંચતાં મ્હારા પિતાએ મને ખબર આપી કે, એક બાદશાહી ફરમાન આવ્યાથી મારે હજારો ગાઉ દૂર જવું પડવાનુંછે અને મ્હારે જેમ બને તેમ જલદીથીનિકળી પડવું જોઈએ. ઈલીઝાબેથ, હું જાઉછું ; મને જે દુઃખ થાય છે તે તારા જાણવામાં નથી. અરે! ઈશ્વર પાસે હું એટલું માગી લઉછું કે, મને જે લાગે છે તે તારા જાણવામાં પણ કદી ન આવશોઃ—કેમકે ઈલીઝાબેથને અમુખનું ભાન થાય એથી ઈશ્વરના ન્યાયને મ્હોટો શોકો પહોંચે.

"મેં મારા પિતા આગળ દીલ ખોલીને વાત કીધી છેઃ મેં તમને એની જાણમાં આણ્યાં છે, અને તમારી ધારણા કહી બતાવી તે વખતે એની આંખમાંથી આંસુ વહ્યાં છે. હું ધારૂંછું કે,આ વર્ષમાં એ ઈશ્ચિમ-પ્રાંત તરફ આવશે અને તે માત્ર તમને મળવાના હેતુથી તે દરમ્યાનમાં બની શકશે તો એ તમને આ પત્ર મોકલાવશે.

ઈલીઝાબેથ, મારા પિતાના રક્ષણ તળે તમને જોઈને, હું વધારે સ્વસ્થ થઈને જાઉછું ; પણ હું પાછો આવું ત્યાંલગી તમારા કામને અર્થે નિકળી પડવાનો જો તમે વિચાર આણો તો તમને મ્હારાજ સમ છે; મને આશા છે કે, હું એક વર્ષ કરતાં ટુંકી મુદતમાં આવી પહોંચીશ; હું તમારો ભોમિઓ થઈશ, પીટર્સબર્ગ લગી તમારો વળાવો થઈશ અને હુંજ તમને મહારાજા પાસે લઈ જઈશ. હવે હું તમારા ઉપર મારો પ્રેમ છે એમ તમને લખીશ એવી બ્હીક રાખશો નહીં; ના, હું તમારા મિત્ર જેવો—તમારા ભાઈ જેવો થઈ રહીશ; અને પ્રેમ-વિકારમાં રહેલી હોંસથી હું તમારી સેવા બજાવું તોપણ હું પ્રતિજ્ઞા લઉછું કે, દેવદૂતને અથવા તમારા જેવા નિર્દોષ પ્રાણીને ઘટતી નિર્મળ ભાષા સિવાય બીજી ભાષામાં તમારી જોડે વહેવાર રાખીશ નહીં."

આ પત્ર તળે, નીચે પ્રમાણેની તાજા કલમ (સ્મોલોફના બાપ) હાકેમે જાતે લખી હતી.—

"ઈલીઝાબેથ, ના, મારા પુત્રે તમને માર્ગ બતાવી લઈ જવાં ન જોઈએ, મને એની પ્રતિજ્ઞા વિષે શક નથી, પણ તમારી પ્રતિષ્ઠા એવી

સ્થિતિમાં હોવી જોઇએ કે ત્યાં વહેમ તો પહોંચ્યા સુજ નહીં. જ્યારે તમે રશિયાના દરબારમાં સદ્‌ગુણના દાખલા બતાવો, અને તે પણ એટલા બધા બહાદુરીભરેલા કે તેમાં યશ મળ્યા વગર રહેજ નહીં, ત્યારે મત્સરથી એવી છુપી વાત ઉઠવી ન જોઇએ કે તમને કોઈ તમારા ઉપર પ્રીતિ રાખનાર માર્ગ બતાવી લઈ ગયો હતો; એ રીતે મા બાપ ઉપરની ભક્તિના જે ઉમદા નમુનાને સારૂ આખું જગત અભિમાન રાખી શકે તેને કલંક લાગવું ન જોઇએ. નિર્દોષ એવાં તમને, તમારી હાલની સ્થિતિમાં ઈશ્વર તથા તમારા પિતા સિવાય, રસ્તો બતાવવાને બીજો કોઈ યોગ્ય રક્ષણકર્તા નથી. તમારા પિતાથી તો તમારી જોડે અવાય તેમ નથી; પણ ઈશ્વર તમારો ત્યાગ નહીં કરે; ભક્તિ તમને સહાયતા આપશે; એટલા માટે તેની સંભાળરૂપી ઢાલ વડે તમારૂં રક્ષણ થશે. તમારા રહેઠાણમાં ઉત્તરવાની મેં કોને આજ્ઞા આપીછે તે તમે જાણોછો, આ આજ્ઞા આપી જાણ કરવામાં મેં મારૂં દૈવ તમારે ભરોસે મુક્યુંછે; જો આ પત્ર બહાર પડે, અથવા મેં તમને જવામાં સહાય કીધીછે એમ જણાઈ આવે તો તેનો નિવારણ ન થઈ શકે એવો પરિણામ એ નિપજે કે હું પાયમાલ થઈ જાઉં:પણ મને કંઈ ધાસ્તી નથી; હું કોના ઉપર ભરોસો રાખી રહુંછું તેની મને ખબરછે, અને પોતાના પિતાને માટે પ્રાણ અર્પણ કરવા તૈયાર થયલી એવી શૂરી અને પ્રતિષ્ઠિત પુત્રી પાસેથી બીજી શી આશા રાખવી."

પત્ર વાંચી રહ્યો કે, સ્ટેનીસલેઅસનો ધારો વધારે મજબુત અને વધારે સ્થિર થયો; પોતાની પુત્રીના સદ્‌ગુણ તથા તેથી નિપજતા સાનંદાશ્ચર્ય વિષે એને ગર્વ થયો; પણ બીચારી માના મનમાં તો દીકરી પોતાની કનેથી જતી રહેશે એજ વિચાર આવ્યો. તે ફિક્કી તથા સ્તબ્ધ બની ગઈ, અને તેનાથી રડાયું પણ નહીં. એ હાલતમાં તે પોતાની છોકરીને મુગે મ્હોંઢે જોઈ રહી, અને આકાશ ભણી નજર કરી. ઈલીઝાબેથ તેઓ બન્નેની આગળ ઘુંટણીએ પડી અને બોલી કે: " ઓ મારાં માબાપ આ સ્થિતિમાંજ મને તમારી જોડે બોલવા દો. સૌથી મ્હોટામાં મ્હોટું સુખ નમ્ર સ્થિતિમાં રહીને માગવું જોઇએ. તમને પાછાં સ્વતંત્ર અને સુખી કરવાની, તથા તમારા સ્વદેશમાં પાછાં આણવાની ઈચ્છા હું પામ્યા

વગર રાખ્યું છું; એક વર્ષથી વધારે થયું એ મારી આશાની વ્હાલામાં વ્હાલી વસ્તુ થઈ પડી છે; હવે એનો વખત આવી પહોંચ્યો છે. પણ તમે મને પ્રયત્ન કરવાની મના કરવા ઇચ્છો છો. હું તમારી પાસે માગી લઉંછું તેના કરતાં કોઈ મ્હોટું સુખ હોય તો એની મને ના પાડો, હું કબુલ છું; પણ ન હોયતો—" બોલતાં બોલતાં તે ગભરાઈ ગઈ, તેને કંપારી છૂટી, તેના મ્હોમાંથી નિકળતા અધુરા શબ્દ હોઠ ઉપરને હોઠ ઉપરજ સમી ગયા, અને ઘણી આતુરતાની સાથે કાલાવાલા દર્શાવતા દેખાવ તથા હાવભાવથીજ તે પોતાની વિનંતિ પૂરી કરી શકી. કંઈ બોલ્યા વિના સ્ટેનીસલૅઅસે તેના માથા ઉપર પોતાનો હાથ મૂક્યો; પણ તેની મા બોલીકે, " શું એકલી, પગે, કોઈના મદદ વિના! અરે, ના, હું કબુલ કરી શકનાર નથી!" ઈલીઝાબેથે આતુર થઈ જવાબ દીધો " ના મા, હું તને પગે પડીને કહુંછું, કે તું મારી ઇચ્છા સામી થઈશ નહીં; એ મારા મનમાં કેટલો વખત થયાં ઘુમી રહીછે, અને એથી મને કેટલો દિલાસો મળ્યો છે એ વિષેની જો તને ખબર હત તો તું સામી થવાનું મન પણ કરત નહીં. વિવેકબુદ્ધિથી તમારા અસુખનું કારણ જાણ્યું કે તે દૂર કરવામાં મ્હારો પ્રાણ અર્પણ કરવો એવો લાગલોજ મેં નિશ્ચય કીધો. જે દિવસે મેં મ્હારા પિતાને સ્વતંત્ર કરવાની યુક્તિ ધારી તે દિવસને ધન્ય છે! જે આશાનો, તને રડતી જોતી ત્યારે, મને આધાર મળતો તે આશાને ધન્ય છે! તારી છુપી દિલગીરી જોઈને જો મેં એવો વિચાર ન કર્યો હત કે જે વસ્તુની હાની વિષે તમે શોક કરતાં હતાં તે પાછી આપું એટલી મારામાં શક્તિ છે, તો હું કેટલા સમયથી દુઃખના દરિયામાં રેલાઈ ગઈ હત, આ આશા જેમાં મારા સઘળા વિચાર એકત્ર થયા છે તે જો તમે ભાંગી પાડશો તો મેં જન્મ ધર્યો તે ન ધર્યો જેવો હું શમજીશ, અને મારા દિવસ નિરાશામાં રીબાતાં જશે. અરે, (આવું આવું બોલી) હું તમારાં મન દુભવું છું તેને માટે મને ક્ષમા કરજો. તમે મને જવાની મના કરો છો, પણ હું મરવાની નથી કેમકે મારા મરણથી તમારા દુઃખમાં ઉમેરો થાય; પરંતુ મને ભરોંસો છે કે મારા સુખમાં તમે આડખીલ નહીં કરો. મેં માથે લીધેલું સાહસ કામ અસાધ્ય છે એમ મને ન કહો. મારો આતમા કહેછે કે એમ નથી. જ્યારે હું ન્યાયનો દાવો કરવા જઈશ ત્યારે મને મદદ મળે એટલા સારૂ

તે મ્હારામાં કૌવત મુકશે, અને એ દાવા મેળવવાને યોગ્ય મ્હારામાં વાચા-શકિત મુકશે; હું દુઃખથી અથવા તિરસ્કારથી, દરબારનાં ઝાંઝવાં આણે એવા દમામથી અથવા માન સાથે ભય ઉપજાવતા રાજ તેજથી, કશાથી હિમ્મત હારવાની નથી પણ માત્ર તમારી મનાઇથી." સ્ટેનીસલિઅસ બોલ્યો "અરે ઈલીઝાબેથ જરા ધીમી પડ, મારા વિચાર ગભરાટમાં પડ્યા છે; (કેમકે) અત્યાર સુધીમાં મારો જીવ ઊંચા કામથી કોઈ વાર નરમ પડી ગયો નથી, અત્યાર સુધીમાં તેનું જોર ખમવાને ઘણા બહાદુરીભરેલા સદ્‌ગુણ વિષે કોઈ વાર સાંભળ્યું નથી. અરે, બ્હેન! હું મંદબુદ્ધિનો છું એમ ધારતો નહતો, તે તું હમણાં મને બતાવી આપે છે કે હું છું:—ના, હું કબુલ કરી શકતો નથી." આ ના પાડેલી જોઈ ઉસ્કેરાઈ, પોતાની પુત્રીના હાથ પોતાના હાથમાં લઈ, ફેડોરા બોલી કે, "ઈલીઝાબેથ સાંભળઃ જો તારા પિતાની મંદબુદ્ધિ માલમ પડી આવે છે તો તારી માનામાં હોય એમાં એનો વાંકજ શાનો; તારો સદ્‌ગુણ બતાવી-દેવા તને રજા આપવાની એનામાં દ્રઢતા નથી તેને સારૂ એને માફ કર. નવાઈ જેવું છેકે મા પોતાના બાળકને તે છે તેના કરતાં થોડું ઉત્કૃષ્ટ કરવા માગે છે; પણ તારી મા એટલું માગી લે છે, આજ્ઞા કરતી નથી. જેનો આત્મા આટલો બધો પ્રૌઢ છે એવી તું તારાજ અંતઃકરણની આજ્ઞા સિવાય બીજા કોઈની આજ્ઞા સાંભળવા જોગ નથી." ઈલીઝાબેથે ઉત્તર દીધો "મારી વ્હાલી મા, તારી આજ્ઞા નિરંતર માનપૂર્વક સાંભળવામાં આવશે. જો તમારી એવી ઈચ્છા હોય કે મારે અહીં રહેવું તો હું ધારૂંછું કે મનમાં બળ્યા વગર તે માન્ય કરવાને જોઇએ તેટલી મારામાં દ્રઢતા છે; પરંતુ હજુ તમે મારી યુકિત કબુલ કરશો એવી આશા પણ મને રાખવા દો; એ કંઈ ક્ષણિક આવેશ ઉપરથી નહીં પણ ઘણા વર્ષના વિચારથી નિપજી છે છે; એનું મંડાણ ખરા કારણ તથા અંતઃકરણના વ્હાલ ઉપર થયું છે; શું મારા પિતાને દેશવટામાંથી છુટા કરવાને બીજો કોઈ રસ્તો છે? આજ બાર વર્ષ થયાં એ અહીં દુઃખ ભોગવ્યાં કરે છે તેમાં કોઇ એક પણ મિત્રે એને નિર્દોષ ઠેરવવાનું માથે લીધું છે? અને એવો કોઇ મિત્ર નિકળે જે એમ કરવાની હામ ભીડે તો જેટલી મારી બોલવાની હિમ્મત ચાલે તેટલા શું તેની ચાલી શકે? શું તે મારા સરખાજ હેતુથી ઉસ્કેરાય?-

અરે. ના, તમને સુખમાં પછાં લાવવાનું ઇશ્વરે તમારાજ બાળક ઉપર રાખ્યું છે એ વિચારમાં મને મગ્ન થવા દો અને જે યશાળું કર્મ ઇશ્વરે તેનેજ સોંપવાનું નિર્માણ કીધું છે તેમાં આડી જીભ ન ફેરવો; એ સાહસ કામમાં તમને એટલો શો ભય લાગે છે તે મને બતાવો. હું તમારાથી થોડા સમય દૂર રહું તેથી શું તમે ડરો છો? જે દેશવટાને લીધે તમારાથી મારૂં લગ્ન નહીં થાય તે દેશવટા વિષે શું મેં તમને ઘણી વાર શોક કરતાં સાંભળ્યાં નથી? અને (જો હું પરણી હત તો) મારા સ્વામી સાથે રહેવામાં મને તમારો કેવળ વિયોગ થાત નહીં? શું તમે આનું ભયમાં નામું ગણો છો? ભયતો કશો છેંજ નહીં; અહીંના શિયાળા ખમી ને ઘણીજ સખ્ત હવામાં ટકી રહેવાને હું ટેવાઈ રહેલ્છું તથા આ મેદાનમાં હમેશની કસરતથી લાંબા પ્રવાસનો થાક ખમવાને હું સમર્થ છું. મારી તરૂણાવસ્થા જોઇને શું તમને ધાસ્તી લાગેછે? એતો મારો આધાર થઈ પડશે; નબળાં ને સબળાંની સહાય મળે છે. અથવા હું અનુભવ વગરની હોવાને લીધે શું તમને ડર લાગેછે? હું કંઈ એકલી જવાની નથીઃ અધિકારીના પત્રમાંના શબ્દનું તમને સ્મરણ છે? એ પત્રમાં બિચારા ધર્મોપદેશકને આપણા છાપરામાં વાસો રહેવાની એ રજા આપે છે તેનો હેતુ મને પ્રવાસમાં રક્ષણ કર્ત્તા તથા ભોમિઓ આપવા એ વિના બીજો કંઇ નથી. એ રીતે તમે જુઓ છો કે પ્રત્યેક ભય તથા પ્રત્યેક વિઘ્ન દૂર કરવામાં આવ્યું છે; તમારી સમ્મતિ તથા આશીર્વાદ વિના બીજા કશાની ખામી નથી."

હૃદય વિંધાઈ જાય એટલી પીડા બતાવતે સાદે સ્ટોનીસલેઅસ બોલી ઉઠ્યો કે "ત્હારે ભિક્ષા માગી પેટ ભરવું પડશે. ત્હારી માના વડીલ જેઓ પ્રથમ આ સંસ્થાનમાં રાજ્ય કરતા હતા તથા મારા પૂર્વજ જેઓ પોલાંડના રાજ્યાસન ઉપર બીરાજતા હતા તેઓ, જે રશિઆએ તેઓના મૂલકને જુદા જુદા પ્રાંતમાં પોતાના રાજ્ય સાથે જોડી લીધા-છે તેમાં, પોતાના કુળમાં જન્મેલી છોકરીને તેની રોજની ભાખરી માગતી જોઇને નીચું ઘાલશે." ઈલીઝાબેથે ઉત્તર દીધો કે "જો મારી રગોમાં આવું રાજરક્ત વહેછે, જો મારો જન્મ છત્રપતિઓના વંશમાં થયોછે, અને જો મારા વડીલોનાં મસ્તક એ મુગટ વડે સુશોભિત થયાં-

છે, તો તેઓના કુળમાં અને તમારે પેટે જન્મ લેવાને હું યોગ્યછું એમ સિદ્ધ કરી આપવાની તથા જે યશસ્વિ નામ મારા લગી ચાલતું આવ્યુંછે તેને કદી કાળાસ ન લાગવા દેવાની હું આશા રાખુંછું. આવા કુલીન તાતારના વંશમાં ઉત્પન્ન થયલી છોકરીએ પોતાના જાતિ-પ્રાણી પાસે ભિક્ષા શા સારૂ ન માગવી જોઇએ? સંસારની લખલૂટમાંથી એકદમ કેવળ દુર્દશામાં આવી પડેલા કેટલા બધા મ્હોટા પુરૂષોએ પોતાને માટે એમ કર્યુંછે? ત્યારે તેમના કરતાં સુખી એવી હું તો માત્ર મારા પિતાની સેવા બજાવવામાં એમ કરીશ."

આ તરૂણ નાયકાની ઊંચી દૃઢતાથી, તથા પોતાના પિતાને અર્થે પોતાની જાત હલકી પાડવાનો વિચાર આવતાં, એનાં નેત્રમાં ભકિતભાવ સાથે જે અભિમાન ઝળકી રહ્યું તેથી, એનાં ભાષણને એટલાં આધાર અને પુષ્ટિ મળ્યાં તથા તેમાં એટલો જુસ્સો પેદા થયો કે સ્ટેનીસલેઅસ તો પ્રતિબંધ કરવાને અસમર્થ થયોઃ તેને એમ લાગ્યું કે શૂરાતન સાથે મળેલો સદ્ગુણ દેખાડી આપતાં પોતાની પુત્રીને રોકવાનો તેને કંઈ હક્ક નથી; અને એને એક અરણ્યના અંધકારમાં રહેવા દેવામાં પોતે દોષને પાત્ર થશે. ફેડોરાનો હાથ પ્રેમ સાથે દાબીને તે બોલ્યો કે "ઓ મારી વ્હાલી! કોઈના જાણ્યામાં ન આવે તેમ એના દિવસનો અહીં અંત આણવાને શું આપણે એને નાંખી મૂકીશું? એને પોતાના જેવાં બાળકની મા થવાની એની આશાનો શું ભંગ કરીશું! પ્રિય ફેડોરા! હિમ્મત ધર, જે સંસારનું એ ભુષણ થઈ પડશે તેમાં એને પાછી લાવવાનો થઈ શકે એવો એજ ઉપાય છેઃ—જે આજ્ઞાને સારૂ એ વિનંતિ કરે છે તે આજ્ઞા આપણે એને આપીએ."—આ વેળા માને થવી જોઇએ એવી મનોવૃત્તિએ ધણીયાણિની મનોવૃત્તિને દાબી નાંખી; અને મનુષ્યજાતની સત્તામાંની અતિ પવિત્ર સત્તાની સામે થવાની આ પહેલીજ વાર ફેડોરાએ હિંમત ધરી. " ના, ના, એ આજ્ઞા હું કદી આપવાની નથીઃ સ્ટેનીસલેઅસ, એ વાતમાં તો તમારૂં કહેવું પણ બ્યર્થ જશે; તમારી સામા થવાની મારી છાતી ચાલશે! હું જાતે મારા બાળકની જીંદગી જોખમમાં નાખું! કોઈ અટલ રાનમાં તે ટાઢ તથા ભુખથી મરી ગઈ એવી કોઈ દિવસ ખબર સાંભળવાને, અને તેના મરણ પછી તેની પાછળ વિલાપ કરતાં દહાડા કાઢવાને, શું હું મારી ઈલીઝાબેથના

જવામાં સમ્મતિ આપોશ? શું કોઈ પણ માને આવી વિનંતિ કરી શકાય? અરે, સ્ટેનીસલેઅસ, એવી કોઈ વસ્તુ છે કે જેનો તારા સુખને અર્થે હું ભોગ ન આપી શકું, અને એવી ઉદાસી છે કે જેમાં મને દિલાસો આપવાનાં ત્હારાં સઘળાં પ્રયત્ન વ્યર્થ જાય!" તે બોલતી બંધ પડી; તેની આંખમાંથી ઝાઝાં આંસુ વહ્યાં નહીં; તેના મનની વેદના કહી ન શકાય એવી હતી. સ્ટેનીસલેઅસથી તેનો દુઃખ ભરેલો દેખાવ ખમાયો નહીં અને તે બોલ્યો કે "બ્હેન, જો તારી મા કબુલ ન કરેતો ત્હારે હરગીસ જવું નહીં." ઈલીઝાબેથ પોતાની માને ઘણાજ વ્હાલથી ભેટીને બોલી કે "ના, મા, તને ગમેતો હું રહીશ, હું ત્હારી આજ્ઞાથી કદી આડી ચાલવાની નથી; પણ જે વાતની તું મ્હારા પિતાને ના કહેછે, તે કદાપિ સર્વશક્તિમાન ત્હારી પાસે કબુલ કરાવશે; તેની પ્રાર્થના કરવામાં તું મારી જોડે સામેલ થા; શી રીતે કરવું તે વિષે આપણે તેની સલાહ લઇએ; તેનાંજ ડહાપણ તથા આધાર આડે આવી આપણને જ્ઞાન આપશે તથા આપણો નિભાવ કરશે. સઘળી સત્યતાનું મૂળ તેજ છે અને તેને વડેજ તેની આજ્ઞા શી રીતે પાળવી તે આપણે શિખીશું."

એના મનનું સમાધાન કરવા, ફ્રેડોરાની આંખમાં પ્રાર્થના કરતાં, પાછાં આંસુ મદદે આવ્યાં. જે ભક્તિ મનુષ્યને દુઃખમાં સમાધાની તથા ધીરજ આપે છે અને અંતઃકરણની ઉદાસીની વેદના મટાડી દેવાને ત્યાં વાસો કરી રહે છે; જે ઇશ્વરી ભક્તિ ધર્મનો બદલો બતાવ્યા વિના તે પાળવાની આજ્ઞા કરતી નથી, અને જેઓ તેનો નમ્રપણે આશ્રય કરી રહેછે તેઓના આત્માનું શાન્તિ રૂપી સુખ કર લેપ વડે સમાધાન કરવું કદી ચૂકતી નથી, તે ભક્તિએ ફ્રેડોરાના આત્માને પ્રેર્યો. મનુષ્યનું વખાણ, કીર્તિના ભુખ્યા પાસેથી, અતિ પ્રીતિ સંપાદન કરી શકે જેનાં સઘળાં સુખનો યશમાં અંત આવે છેઃ પણ ફ્રેડોરાનાં જેવાં અંતઃકરણમાંથી એકલો ધર્મજ આવો બદલો મેળવે, જેનું સુખ, જેને જેને તે ચહાતી હતી તેઓનામાં માત્ર ઠરી રહ્યું હતું.

બીજે દિવસે પોતાની પુત્રી પાસે એકલો હોવાથી સ્ટેનીસલેઅસે એની આગળ પોતાની પડતી દશા કેમ થઇ તે વિષે વાત કીધીઃ પોલાંડના રાજ્યને ત્રાસ પમાડેલા તે ઘોર યુદ્ધની, તથા અંતે એ નિર્ભાગી પ્રજા પાયમાલ શી રીતે કરવામાં આવી તે વિષેની, તેણે એને ખબર

આપી. તેણે કહ્યું કે "બ્હેન, મ્હારો વાંકમાં વાંક એજ કે હું મારા દેશને હઠ લઈ વળગી રહ્યો અને તેને મ્હારાથી ગુલામગીરીમાં જોઈ રહેવાયો નહીં. ત્યાંના કેટલાએક મુગટધારિઓનું રક્ત મ્હારી રગોમાં વહેતુ હતું; તેની ગાદી મ્હારે ભાગ આવી હત. જે દેશમાંથી મેં સઘળો યશ મેળવ્યો હતો તે દેશની સેવા કરવી તથા એમ કરવામાં મ્હારો પ્રાણ પણ અર્પણ કરવો એ મને ઘટારત હતું. મેં તેનો ઘટતો બચાવ કીધો, તેનો લય કરવા જે શક્તિમાન ત્રણ પ્રજા એકઠી થઇ હતી તેઓની સામા થોડા કુલીન પોલ લોકોને માથે રહીને છેક આખર સૂધી લડ્યો; અને જ્યારે હમારા શત્રુની મોટી સંખ્યાને લીધે, અગ્નિ તથા લૂટફાટને સ્વાધીન કરી દીધેલા ઉવારસો નામે માતબર શહેરના કોટ આગળ, હમારો પરાજય થયો, તથા બળાત્કારે તાબે થવાની હમને જરૂર પડી; ત્યારે જુલમને તાબે છતાં પણ ખૂણે ખૂણેથી હું સ્હામો થયાં કીધો. મ્હારો સ્વદેશ જે હવે ઝાઝીવાર મ્હારા દેશીઓના તાબામાં રહ્યો નહીં ત્યાં રહેવાની શરમ લાગ્યાથી, મેં હથીઆર લીધાં, અને પોલાંડને તેની અસલની સ્થિતિ તથા મ્હોટાઇમાં પાછું આણવામાં સહાય મેળવવાને કુમક શોધવા માંડી. પણ એ પ્રયત્ન મિથ્યા ગયું; એથી કંઈ અસર નિપજી નહીં. મ્હારાં નબળાં પ્રયત્નથી જે બેડીઓ તોડાઈ શકી નહીં તે દિન પર દિન વધારે મજબુત બેસતી ગઈ. મ્હારા વડીલોની જમીન, દેશનો જે ભાગ રશીયાની હકુમત તળે આવ્યો હતો, તેમાં હતી: તેમાં અને તે ઉપર હું ફેડોરા સાથે રહેતો હતો, અને પરદેશીઓની ઝુંસરી ડોક ઉપર પડી હતી તે વિષેનું મ્હારા દિલમાં દરદ ન હત તો હું સઘળા સુખમાં રહ્યો હત. પણ મારા ઉઘાડા બડબડાટ અને એથી પણ વધુ રાજાથી નાખુશ થયલા પુરૂષોની મારે ત્યાં આવજાવ હોવાથી જુલમી તથા વ્હેમી રાજાના મનને સંતાપ થયો. એક દિવસ સવારે મ્હારી ધણીઆણીથી, મ્હારી છોકરી (ત્હારા) થી તથા મ્હારા ઘરથી મ્હને બળાત્કારે જુદો પાડવામાં આવ્યો. તે વેળા તું માત્ર ચાર વર્ષની હતી. અને ત્હારી આંખમાંથી, ત્હારા કમનશીબને માટે નહીં, પણ ત્હારી માને રડતી જોઇને આંસુ પડવા માંડ્યાં. મ્હને પીટર્સબર્ગની બંધિશાળામાં ઘસડી ગયા: ત્યાં ફેડોરા મ્હારી પાછળ આવી અને તેને મેહેરબાનીની રાહે મ્હારા સાથે રહેવાની પરવાનગી મળી. એ ભયાનક, પવન વગરના,

પ્રકાશ વગરના કહીએ તો ચાલે, કારાગૃહમાં હમે એક વર્ષ કાઢ્યું: પણ હમારી આશા ગઈ નહતી; કોઈ ન્યાયિ રાજા એક ખાનગી શહેરી માણસને પોતાના દેશના હક્ક સમાલવાનું તેણે પ્રયત્ન કર્યું તેને માટે ક્ષમા કરશે; અને આવતા વખતમાં તાબે રહેવાનું હું જે વચન આપું તે ઉપર વિશ્વાસ રાખશે; એવો વિચાર મારા મનનું સમાધાન કરવામાં આવ્યા વિના રહ્યોજ નહીં. મેં મનુષ્ય જાત વિષે બહુ ઊંચો વિચાર બાંધ્યો: પણ મારૂં કહેવું ધ્યાનમાં લેવાયા વગર મ્હને સૈબીરીયાના અરણ્યમાં જન્મ દેશવટાની શિક્ષા કરવામાં આવી. મ્હારા કૃતજ્ઞ સોબતીએ મ્હારો ત્યાગ કર્યો નહીં: અને મ્હારી સાથે થવામાં તે પોતાના ધર્મ કરતાં પોતાના અંતઃકરણની આજ્ઞાને અનુસરીને વર્તિ હોય એમ માલમ પડ્યું. હા: જો વિક્રાળ બેરીસોના ભયાનક અંધકારમાં અથવા બાલકલ સરોવરના કે કામસ્ચાટકાના અઘોર એકાંત વાસમાં રીબાઈ રીબાઇને મરણ સુધી દિવસ કાઢવાની મ્હને શિક્ષા થઈ હત તોપણ તે મ્હારો ત્યાગ કરત નહીં. ટુંકામાં, જો મ્હારી દશા એથી પણ દશગણી ભુંડી હત તોપણ મ્હારી પ્રિય ફેડોરા શાન્ત કરતી દેવદૂત નીવડત. મ્હારા દુઃખમાં જે જરા સુખનું પાસું જણાયછે તે સહુ એના સાધુપણા, ભક્તિ, તથા ઉદારતા વડે છે, એમ હું હમેશ માનીશ. અરે! "મ્હારી બ્હેન! મ્હારી જીંદગીમાં સઘળા આનંદની આપનારી એજ છે અને મ્હેંતો તેના બદલામાં એને મ્હારાં દુઃખની ભાગિઅણ કરી છે."—ઈલીઝાબેથ બોલી "શું? દુઃખ! તમે એના ઉપર નિરંતર આટલો બધો પ્રેમ રાખ્યા છતાં?" આ શબ્દ સાંભળીને સ્ટેનીસલેઅસને લાગ્યું કે પોતાની પુત્રીનું હૃદય પણ ફેડોરાના જેવુંજ છે અને એ પણ પોતાની માની પેઠે પોતાના પ્રિય પુરૂષ સાથે સંતોષમાં રહી શકે તેવી છે. તરૂણ સ્મોલોફનો પત્ર જે તેણે ગઈ સાંજનો પાસે રાખ્યો હતો તે પાછો આપીને બોલવું જારી રાખ્યું કે "બ્હેન, ત્હનેજ આબાદાનીમાં લાવવી એ હેતુ સિવાય જે દોલત તથા પદ્વીની હવે મ્હને ઇચ્છા નથી. તે જો ત્હારી હોંસ તથા હિમ્મતથી મને કોઈ દિવસ પાછાં મળે, તો આ પત્ર આપણા ભલું કરનારનું તને સ્મરણ કરાવશે; ઈલીઝાબેથ તારૂં હૃદય કૃતજ્ઞ છે, અને સદ્ગુણ એકઠો મળ્યાથી ઊંચાં લોહીને કલંક કદી લાગી શકવાનું નથી." પોતાના પિતા પાસે પત્ર લેતી વખત ઈલીઝાબેથ જરા શરમાઈ અને તે પોતાની પાસે ડાબડો મૂકીને

તેણે ઉત્તર દીધો કે "જેણે તમારા ઉપર દયા આણી, પ્રેમ રાખ્યો, તથા તમારી સેવા બજાવી તેનું હું નિરંતર સ્મરણ રાખીશ."

કેટલાક દિવસ લગી તો ઈલીઝાબેથના જવા વિષે કંઈ વાત નિકળી નહીં; એની માએ હજી સમ્મતિ આપી નહતી; પણ એનાં ઉદાસી ભરેલા દેખાવ તથા ખિન્ન થયલા ચહેરા ઉપરથી એમ માલમ પડતું હતું કે કાલાવાલાથી માગી લીધેલી એ કબુલાત હજી એના મનમાં ઘોળાયાં કરતી હતી, પણ અટકાવ મળશે, એમ જાણી એણે બધી આશા છોડી દીધી હતી.

એક રવીવારને દિવસે સંધ્યાકાળે સઘળું કુટુંબ પ્રાર્થના કરવા એકઠું થયું હતું, એટલામાં કોઇએ ધીમેથી બારણું ઠોક્યાં. સ્ટેનીસલેઅસે બારણું ઉઘાડ્યું અને એક માન આપવા લાયક પરદેશી તેઓની નજરે પડ્યો. ફેડોરા ચમકીને બોલી ઉઠી કે "અરે ઈશ્વર! આતો જેના આવવા વિષે આપણને આગળથી ખબર મળી છે તે: અરે આતો મ્હારી છોકરીને લઈ જવા આવ્યો છે. પોતાનું આંસુ વડે ભીંજાઈ ગયલું મ્હોં તેણે હાથવતી ઢાંક્યું; ભક્તિએ પણ સંતનો સમાગમ કરવાનું તેને ઉત્તેજન આપ્યું નહીં. ધર્મોપદેશક અંદર આવ્યો. તેની લાંબી સફેત દાઢી છાતી લગી પહોંચતી હતી; વય કરતાં ઘણા શ્રમને લીધે તે વળી ગયો હતો; તેણે જીંદગીમાં દુઃખ ભોગવ્યાં હતાં તેથી તેનું શરીર ઘસાઈ ગયું હતું પણ તેનો આત્મા શક્તિમાન થયો હતો; ઘણું દુઃખ ભોગવ્યું હોય એવા પુરૂષની પેઠે એનાં મ્હોં ઉપર ઉદાસીનો ભાસ પડતો હતો; પણ દુઃખ વ્યર્થ ભોગવ્યું નથી એમ લાગતું હોય એવા પુરૂષની પેઠે તેમાં કંઈક સમાધાની આપી શકે એવું હતું. ટુંકામાં, એના સઘળા દેખાવ ઉપરથી એને જોઈ કોઈ પણ માન આપ્યા વિના રહે નહીં.

સ્ટેનીસલેઅસને વિનંતિ કરી તે બોલ્યો કે "સાહેબ, તમારા રહેઠાણમાં હું ઘણા આનંદ સાથે પ્રવેશ કરૂંછું; આ ઝુંપડી ઉપર ઈશ્વરની કૃપા છે, કેમકે એમાં સોના અને મોતી કરતાં પણ વધારે મૂલનો ખજાનો છે; હું એક રાત વાસો માગવાને અહીં આવ્યો છું." ઈલીઝાબેથ તેને સારૂ ખુરસી લેવા દોડી. તેણે એને કહ્યું "તરૂણ કુમારિકા, તમે સદ્ગુણને રસ્તે ઘણું વહેલાં સંચર્યાં છો અને મનુષ્યની જીંદગીના વસંત (પહેલા

બ્હાર)માંજ અમને ઘણા પાછળ મૂકી દીધા છે." તે બેસવા જતો હતો, એટલામાં તેનો લક્ષ ફેડોરા રોતી હતી તેનાં ડસકાં તરફ ગયો; અને એના ભણી જોઈ તે બોલ્યો કે, "બાઈ, શા માટે રડો છો ! શું તમારી પુત્રી ઉપર ઈશ્વરની કૃપા નથી ? ઈશ્વર જાતે એનાં પગલાં દોરવે છે, અને તમારે એમ ગણવું જોઇએ કે તમે ઘણાં મા બાપ કરતાં બહુ ભાગ્યશાળી છો. સદ્દગુણને તેડે તમારા બાળકનો ને તમારો થોડો કાળ વિયોગ ખમવો પડે છે તેથી જ્યારે તમે આટલાં બધાં ઉદાસ થાઓછો ત્યારે જે માનાં છોકરાં દુર્ગુણને રસ્તે સંચરી તેઓથી હમેશને માટે જુદાં પડેછે તેનું શું થવું જોઇએ ? દુઃખી થઈ ફેડોરા બોલી ઉઠી કે "અરે કાકા ? જો મ્હારા દૈવમાં એને ફરી મળવાનું નહીં હોય તો!" તે જોસ્સાથી બોલ્યો "જે દેવતાઈ આનંદભુવનનો એને વારસો મળશે તેમાં તો તમે એને પાછાં મળશોજ મળશો, પણ, ના, તમે એને આ દુનિયામાં પાછી જોશો. ખરેખર, એણે જે સહાસ કામ માથે લીધું છે તેમાં મ્હોટાં અને જુદા જુદા પ્રકારનાં વિઘ્નો છે, પણ ચૌદલોકનો નાથ એની રક્ષા કરશે. ઉનના ઢાંકણથી ઘેટાંની ટાઢ રહી શકે એટલા પ્રમાણમાં તે પવનને પણ શાન્ત કરે છે."

ઈશ્વરનું ધાર્યું થશે એવી સંતોષવૃત્તિના ચિન્હની પેઠે ફેડોરાએ પોતાનું માથું નમાવ્યું. સ્ટેનીસલેઅસ હજી બોલ્યો નહતો; એના મનમાં બહુ સંતાપ થતો હતો, એનાથી એક પણ શબ્દ મ્હોંમાંથી કઢાઈ શકાયો નહીં. હજી લગી જેને પોતાની હિમ્મત પાછી પડી જતી લાગી નહતી એવી ઈલીઝાબેથને પોતાને પણ મંદબુદ્ધિની વેદનાનો અનુભવ થવા માંડ્યો. પોતાનાં માબાપને છોડી જવાની ઉદાસીના સઘળા વિચાર ઉપર, તેઓની સેવા બજાવવાની હોંસ તથા આશા એઓએ અત્યારલગી તો ઢાંકણું દીધું હતું ! પણ હમણાં, જ્યારે એવી પળ આવી પહોંચી કે જેમાં એ પોતાના મન સાથે, "કાલે હું મારા પિતાનો સાદ સાંભળવાની નથી, મારી માનાં લાડ લાડવાની નથી; કદાપિ, મારા ભાગ્યમાં આ સુખ પાછું ભોગવવાનું મળે તેવા સમય આવતાં એક વર્ષ વીતી જાય;" એવી એવી વાતો કરી શકે, ત્યારે એને લાગ્યું કે આવા દુઃખકારક વિયોગનો બદલો પોતાનું કામ પાર પડે તોએ ભાગ્યેજ વળી શકે. એની આંખ ઝાંખી થઈ ગઈ. એના આખા શરીરમાં ગભરાટ વ્યાપિ રહ્યો; અને એ રોતી રોતી પોતાના

પિતાની છાતી ઉપર લચી પડી. • અરે બ્હીકણ, અનાથ છોડી, જ્યારે તું અત્યારમાંથીજ તારા રક્ષણ કર્તા ભણી હાથ પસારે છે અને તારા માથે લીધેલા કામની શરૂઆતને મોખરેજ આધાર વિનાની દ્રાક્ષવેલીની પેઠે પૃથ્વિ ઉપર ઢળી પડેછે ત્યારે સામિગ્રી તથા સહાય વગર આસરે એક ગોળાર્ધનો પ્રવાસ કરવામાં જોઇતી હિમ્મત ત્હારામાં કેમ આવશે!

તેઓ સૂવા ગયાં તેની પહેલાં ધર્મોપદેશકે તેઓની જોડે વિયાળુ કીધું; જમવામાં (જોઇએ તેટલું લેવાની) છૂટ તથા હઠોઠ ચાલી રહી હતી પણ આનંદ તો દેખાયોજ નહતો: અને કુટુંબમાંના પ્રત્યેક જણની આંખમાંથી આંસુ પડતાં ઘણે પ્રયત્ને બંધ પડ્યાં. પ્રમાણિક સાધુને તેઓને જોઈને ચિંતા થઈ: • પોતાના લાંબા પ્રવાસમાં એણે ઘણાનાં દુ:ખ જોયાં હતાં, અને દિલાસો આપવાની કળા એની જીંદગીનો મુખ્ય અભ્યાસ થઈ પડી હતી. જુદી જુદી જાતની ઉદાસી કાઢવાને એ જુદી જુદી રીત પકડતો; પ્રત્યેક સ્થિતિમાં પ્રત્યેક પ્રકૃતિના માણસને વાચાથી શાન્ત કરવાની એનામાં શક્તિ હતી, અને એના બોલવાથી મનને સમાધાની થયા વિના ભાગ્યેજ રહેતી; તેને ખબર હતી કે જે ઉદાસીનો વિચાર મનમાં હોય તે, જે આપત્તિ વિષે શોક થતો હોય તેના કરતાં ઘણીજ ભારે આપત્તિનું ચિત્ર આપી, તેમાંથી કાઢી શકાય તો દયાથી •આંસુ પડે તે દુ:ખની વેદનામાં ઘટારો કરશે. એ રીતે પોતાને પડેલી આપત્તિઓનું, તથા પોતાની નજરે પડ્યાં હોય એવા જુદા જુદા દુ:ખ કારક દેખાવનું, લાંબું વૃત્તાંત કહીને એણે તેઓનું ધીમે ધીમે ધ્યાન ખેંચ્યું, તેઓના જાતિ પ્રાણીઓનાં દુ:ખને માટે દયાથી તેઓનું હૈયું પીગળાવ્યું, અને ઘણાની દશા જોતાં તેઓની દશા સારી છે એવો તેઓના મનમાં વિચાર ઉપજાવ્યો. આ વૃદ્ધ પુરૂષના જોવામાં શી બાકી હતી? એ શાનું વર્ણન ન કરી શકે? એણે ત્રણ કુંડી વરસ લગી પોતાના દેશથી ૨૦૦૦, મૈલને છેટે પરદેશમાં જુલમની વચમાં, જે જંગલી માણસોએ એને ભારે દુ:ખ દીધેલું તેઓને પોતાના ધર્મમાં લાવવાને ચાલુ શ્રમ કર્યો હતો, અને 'ભાઇઓ' એવું નામ આપ્યું હતું. એ પેકીનના દરબારમાં ગયો હતો અને પોતાની વિદ્યાના વિસ્તારથી તથા પોતાના નિયમિત સદ્ગુણથી અને આત્માને આકરી રીતે અંકુશમાં રાખવાથી માંદારિનોને આશ્ચર્ય પમાડ્યા હતા; ભટકતા રાની લોકોની ટોળીઓ એકઠી કરી એણે

તેઓને ખેતીવાડીના મૂળ તત્વનું જ્ઞાન આપ્યું હતું. આ પ્રમાણે પડતર વેરાનો બદલાઈ તેઓની જગાએ રસાળ ભૂમિ દીપી રહી. રાનીજન મળતાવડા તથા દયાળુ થયા; પિતા, સ્વામિ, અને પુત્ર એઓ સાથેના મમતાળુ સંબંધથી ઝાઝીવાર અજ્ઞાન નહીં એવાં કુટુંબ ઈશ્વરનો આભાર માનવા તથા તેની પ્રાર્થના, કરવા લાગ્યાં; આં સઘળાં મુખ્ય એક પુરૂષના ભક્તિ ભાવના શ્રમથી નિપજ્યાં હતાં; આ લોકોએ ભક્તિની આજ્ઞાની નિંદા કીધી નહીં: જે ધર્મ તેઓને પાળવો પડતો હતો તે કઠણ છે અથવા તેમાં ઈચ્છામાં આવી તેમ શિક્ષા આપી છે. એમ કહેવાને પણ તેઓની છાતી ચાલી નહીં: અને જે પુરૂષો આટલાં બધાં દયા દાન તથા જાતિપ્રાણિઓ ઉપર પ્રેમ સાથે, એ ધર્મ પાળે છે, તેઓ નિરૂપયોગી તથા લોભી છે એટલું કહેવાથી પણ તેઓ તો દૂર રહેતા હતા. પરંતુ તેઓને લોભી શા માટે કહેવા ન જોઇએ? પોતાના જાતિ ભાઈઓની સેવાને અર્થે પોતાની જીંદગી ગુજારવામાં શું તેઓ ભારેમાં ભારે બદલાની આશા નથી રાખતા! શું તેઓ, પોતાના સરજનારને ખુશ કરવાનું અને સ્વર્ગ મેળવવાનું, યત્ન નથી કરતા! પૃથ્વી ઉપર થઈ ગયેલા પ્રખ્યાત જય મેળવનારાઓમાં કોઇએ આશાના ભુવન આટલાં ઊંચાં રચ્યાં નહતાં; મનુષ્ય જાતના વખાણથી તથા દુનિઆના રાજથી તેઓએ સંતોષ માન્યો.

પછી પેલા સાધુ વૃદ્ધ પુરૂષે પોતાના મિજબાનોને ખબર કરી કે પોતાના ઉપરીનો હુકમ થવાથી એ પગ રસ્તે પોતાને સ્વદેશ સ્પેન જતો હતો. એ રશિઆ, જર્મનિ અને ફ્રાન્સમાં થઇને જવાનો હતો; પણ એને એ મુસાફરીનો કંઈ હિસાબ ન હોય એમ જણાતું હતું. જેમાં સખત હવાને લીધે ગુફાઓમાં ભરાઈ રહેવું પડતું એવાં વિશાળ અરણ્યમાં જે પુરૂષે પ્રવાસ કરેલો; ઓસીકાની જગાએ જેણે પાષાણવડે કામ ચલાવેલું; અને પાણીમાં ભીંજવેલા થોડા ચોખાના લોટથી પોતાના દેહને આધાર આપેલો, એવા પુરૂષને સુધરેલી પ્રજામાં આવતાંવારને પોતાના શ્રમનો અંત આવ્યો એમ લાગેજ; અને પોતાને ખ્રિસ્તિ ધર્મ પાળનારા લોકોમાં એકવાર, પાછો આવેલો જોઇને વૃદ્ધ પાદરીના મનમાં જાણે તે પોતાનાજ દેશમાં પહોંચ્યો હોય એવો તરંગ ઉઠ્યો. ચીનનો કોટ મૂકને

તાતાર લોકોના વિસ્તિર્ણ સંસ્થાનમાં આવનાં એને જે જે ભારે દુઃખ ખમવાં પડયાં હતાં તથા અડચણો દૂર કરવી પડી હતી તેનું વૃત્તાંત એણે વારે વારે કહી સંભળાવ્યું. તેણે ગણાવ્યું કે ચાંનને લગતા તથા સૈબીરીયાની બાજુએ હદની પેંઠે આવી રહેલા સોંગ્રિઆ નામનાં અરણ્યમાં પેસતાં એણે એક દેશ જોયો જેનાં અંદર કિંમતિ ઊંચી જાતનાં રૂવાં ઘણાં માલમ પડયાં અને જે એ રૂવાંથી યૂરોપખંડ જોડે બહોળો વેપાર ચલાવી શકે; પણ તેઓના ઉદ્યોગનાં ચિન્હ તે દૂર જગામાં હજી ફેલાયાં નહતાં; પૈસો લઈ ત્યાં જવાની તથા એ કાયદેસર વેપાર અજમાવી જોવાની કોઈ પણ વેપારીએ છાતી ચલાવી નહતી. અને ધર્મોપદેશકે તો ખ્રિસ્તિ ધર્મ સ્થાપવાની હિંમત ધરી હતી, તથા સુખ લાહ્યું હતુંઃ— આ ઉપરથી સાબિત થાય છે કે જે મોટાં કામોથી દ્રવ્ય-લોભ પાછો હઠે છે તેમાં ધર્મ ઉત્તેજન આપશે.

તાતાર ગામડીયાવાળા ન્હાના ઓરડામાં વૃદ્ધ પાલનું બિછાનું નાંખવામાં આવ્યું હતું, એમાં, ચૂલા પાસે રીંછનાં ચામડામાં લપટાઈને એ સૂઈ રહ્યો. વ્હાણું વાવા માંડયું કે તરતજ ઈલીઝાબેથ ઉઠી. તે ધીમે રહી પોલ ગુરૂના ઓરડાનાં બારણા પાસે ગઈ; અને તે કયારનો ઉઠયો છે એમ જાણી તથા તેને પ્રાર્થના કરતો સાંભળી એણે અંદર જવાની તથા તેની જોડે થોડી ખાનગી વાત કરવાની રજા માગી; કેમ જે એને લાગ્યું કે પોતાનાં માબાપના દેખતાં એ તેની જોડે વાત કરી શકવાની નથી; અને પોતે તથા ધર્મોપદેશક આવતી કાલે પ્રવાસ કરવા નિકળશે એવો પોતાનો ઈરાદો તો કહેવાયજ કયાંથી. એણે તેને પોતાની જીંદગીની હકીકત કહી: એ હકીકત પોતાનાં તથા પોતાનાં માબાપની વચ્ચેનાં પરસ્પર વ્હાલની સાદી પણ અસરકારક વાર્તા હતી. પોતાના મનની શંકા તથા આશા વિષે વર્ણન કરતાં એને સ્મોલોફનું નામ વારે ઘડીએ લેવું પડયું હતું; પણ એ નામ લેવાથી એના નિર્દોષપણામાં વધારો થતો હોય તથા મોહ ન હોવાથીજ કંઈ એણે પોતાનું અંતઃકરણ કેવળ નિર્મળ રાખ્યું નહતું એવું સાબિત થતું હોય એમ જણાયું. વર્ણન સાંભળીને પાલગુરૂને ઘણી અસર થઈ. એ આખી પૃથ્વી ખુંદી વળ્યો હતો અને તેમાં જે જે રહ્યું છે તે તે ઘણું કરીને સઘળું એના

જોવામાં આવ્યું હતું; પણ ઈલીઝાબેથ જેવું હૃદય જોવું એ તેને નવાઈ જેવું હતું.

પોતાની છોકરીનો ઇરાદો તેઓને મુકી કાલે જવાનોછે એવી સ્ટેનીસલેઅસ તથા ફેડોરાને ખબર નહતી; પણ જ્યારે તેઓ એને વ્હાણેવાયે ભેટયાં ત્યારે તોફાન આવી પડવાનું હોય તે સંધ્યાકાળે, ઇચ્છા ન છતાં, ભયની જે વેદનાનો અનુભવ સઘળાં જીવતાં પ્રાણીઓ લેછે તે તેઓને થવા માંડી. જ્યારે જ્યારે ઈલીઝાબેથ હરતી ફરતી ત્યારે ત્યારે ફેડોરા પોતાની નજર તેની તરફ ફેરવતી અને જે સવાલ પૂછવો પોતાના મ્હો ઉપર ભમ્યાં કરતો હતો તે બહાર કાઢવાને અશકત તે એનો એકા એક જઈ હાથ ઝાલતી; પણ બીજે દિવસે તથા કેટલાક દિવસ પછી જે જે ધંધો કરવાનો હતો તે તે વિષે તે એને આજ્ઞા કરતી તથા કહ્યાં કરતી. આ પ્રમાણે પોતાનાજ બોલવાથી પોતાના મનને ખાત્રી કરી આપવાનું એણે પ્રયત્ન કીધું: પણ એનું મન નિરાંતમાં નહતું; અને પોતાની છોકરીના મુંગા રહેવા ઉપરથી તે કાલે જશે એમ એને નક્કી લાગવા માંડયું. જમતાં જમતાં એણે કહ્યું કે "ઈલીઝાબેથ, જો કાલે આકાશ નિર્મળ હોય તો તારે તારી ન્હાની હોડીમાં તારા પિતા સાથે માછલી પકડવા જવું." ઈલીઝાબેથ મુંગે મ્હોએ એની મા સામું જોઈ રહી અને તેના આંખમાંથી એની મેળે આંસુ પડવા માંડયાં. ફેડોરાની પેઠેજ ચિંતાથી ગભરાઇને સ્ટેનીસલેઅસ પણ તરતજ બોલ્યો કે "બ્હેન, ત્હારી માએ કહ્યું તે ત્હેં સાંભળ્યું? કાલે તારે મારી જોડે આવવાનુંછે." ઈલીઝાબેથ પોતાનું માથું પોતાના બાપના ખભા ઉપર ટેકવી, ધીમે રહી બોલી કે "કાલે તો તમારે મ્હારી માના મનનું સમાધાન કરવું પડશે." સ્ટેનીસલેઅસના મ્હોંનો રંગ બદલાઈ ગયો. એટલુંજ જોવું ફેડોરાને બસ હતું; એણે કંઈ વધારે પુછયું નહીં; એને ખાત્રી હતી કે પોતાની છોકરીના જવા વિષે કંઈ બોલવું થયું હતું; તે એવો વિષય હતો કે જેના ઉપર એ સાંભળવાને ઇચ્છતી નહતી કેમકે જે ક્ષણે તે એની આગળ બોલાય તે ક્ષણે એણે તેમાં પોતાની સમ્મત્તિ આપી એમજ ગણાય; અને એતો એવી આશા રાખતી હતી કે જ્યાં સુધી પોતે આજ્ઞા આપે ત્યાં સુધી પોતાની પુત્રી ઘરમાંથી આગળ ડગલું ભરવાની

હામ ખોડશે નહીં. સ્ટેનીસલેઅસે શાન્ત થઈ દૃઢતા ધારણ કરી; કેમ-જે એને ખબર હતી કે આવતી કાલે એને પોતાની પુત્રીના વિયોગનું અને સ્ત્રીની વેદના જોવાથી થતું કષ્ટ સહેવું પડશે. પોતાની પુત્રી ઉપર બેહદ વ્હાલ હોવાને લીધે તેને જવા દીધા પછી, પોતાથી સુખે રહેવાશે કે નહીં તેની એને ખબર નહતી, અને મનનો ઉભરો દાબી રાખી, ઈલીઝાબેથના સદ્ગુણને ઘટતો એજ બદલો આપવાને, એણે તેનું કહેવું શાન્તપણાથી અને દેખાઈતા સંતોષથી સાંભળ્યું.

આ કસોટીને દિવસે માબાપ તથા છોકરીના મનમાં કેટલી બધી છુપી અકળામણ તથા ત્રાસ પમાડતી વેદના થઈ હતી. કોઈ કોઈ વાર ઘણા લાડની સાથે તેઓએ પરસ્પર વહાલ બતાવ્યું, અને વખતે વખતે તેઓ ઘણીજ અંગોઅંગ વ્યાપી રહેલી ઉદાસીની વેદનામાં દેખાયાં. વિશેષ કૃપાથી ઈશ્વરે જેનો બદલો વાળેલો એવી છોકરાંની માબાપ ઉપરની ભક્તિ, અને માબાપની ઈશ્વરનું કરેલું માન્ય રાખવાની સંતોષવૃત્તિ રાખવામાં પડેલાં દુઃખોની તેઓના ધર્મ પુસ્તકમાં લખેલી સઘળી વાર્તા કહી કહીને ધર્મોપદેશકે તેઓના મનને ઉત્તેજન આપવાનું પણ કીધું: એજ પ્રમાણે તે એમ પણ બોલી ગયો કે પ્રવાસમાં તેઓના ધારવા જેટલી મુશ્કેલાઈ પડવાની નથી કેમકે એક મ્હોટો વજનદાર પુરૂષ, જેનું નામ દેવાની એની મરજી નહતી, પણ જેની તેઓએ સહેલથી અટકળ બાંધી, તેણે એ પ્રવાસ વધારે સુગમ તથા આનંદકારક થાય એવાં સાધન તૈયાર કરી રાખ્યાં હતાં. આ રીતે તે દિવસ ગયો; અને રાત પડી એટલે ઈલીઝાબેથે ઘુંટણીએ પડી તૂટક શબ્દમાં પોતાનાં માબાપની આશીર્વાદ દેવાની વિનંતિ કીધી. એનો પિતા એની પાસે આવ્યો કે તેના મર્દાનિ ચહેરા ઉપરથી આંસુ ગરવા માંડ્યાં; તેની કોટે વળગવા તેની પુત્રીએ લાંબા હાથ કર્યા; એના એમ કરવામાં તેણે છેલ્લી ભેટનું ચિન્હ જોયું; તેનું હૈયું એટલું બધું ભરાઈ આવ્યું કે તેનાથી રડાયં નહીં; જ્યારે તેણે પોતાના હાથ એના માથા ઉપર મૂક્યા ત્યારે તેનાં આંસુ બંધ પડી ગયાં અને મુંગે મ્હોએ એનું રક્ષણ કરવાની તેણે સર્વ શક્તિમાનની સ્તુતિ કીધી કેમકે એક શબ્દ કાઢવાની પણ તેનામાં હામ રહી નહતી. પછી, પોતાની મા તરફ પાછું ફરીને ઈલીઝાબેથ બોલી

કે " મા. તું આ પ્રમાણે ત્હારી પુત્રી ઉપર આશીર્વચનની કૃપા નહીં કરે ?" ઉદાસીનાં વેદનામાં હોવાને લીધે નહીં સંભળાતા અવાજમાં તેણે ઉત્તર દીધો કે "કાલે"—"મા, કાલે ત્યારે આજે શું હરકતછે ?" ફેડોરા બોલી "અરે ! હા, આજે, કાલે, પ્રત્યેક દિવસે." ઈલીઝાબેથે માથું નમાવ્યું અને એનાં માબાપ, હાથજોડી, ઊંચું જોઈ, ધ્રુજતે સ્વરે, દૃઢ આશીર્વચન બોલ્યાં જે ઈશ્વરને શ્રવણે પડ્યું.

ધર્મોપદેશક હાથમાં 'ક્રુસ' ઝાલીને તેઓને અર્થે પ્રાર્થના કરતો જરા છેટે ઉભો રહ્યો: એ નિર્દોષપણાને માટે પ્રાર્થના કરતા સદ્ગુણનું ચિત્ર હતું. જો આવી સ્તુતિ સર્વથી શ્રેષ્ઠના સિંહાસન લગી ઊંચે ચઢી ન શકે તો જેઓને ત્યાં પહોંચવાનો હક્ક છે એવી સ્તુતિ તે કેવા હોઈ શકે !

હમણાં વૈશાખ મહિનો પુરો થવા આવ્યો હતો: એ વર્ષનો એવો કાળ છે કે જ્યારે ઝળઝળાંયાંની વચલી છાયા અને આછા પ્રકાશવાળા પરોઢીયાંની વચમાં રાતના બે તાસ પણ ભાગ્યે હોય છે. જવામાં જરૂરની ચીજો તૈયાર કરવામાં ઈલીઝાબેથે આ સમય રોક્યો. મુસાફરીમાં કામ લાગે એવો એક પોશાક તથા બુટ મોજાંની બે જોડ એણે તૈયાર કરી સાબરના ચામડાંની કોથળીમાં રાખ્યાં હતાં. આ વસ્તુ તૈયાર રખાય એટલા માટે, પોતાના ઓરડામાં આરામ લેવા ગયા પછી ફેડોરાથી છાનાં રાતે કામ કરવાનો એણે એક વર્ષ લગી જાથુ અભ્યાસ રાખ્યો હતો. પોતાને પરદેશીના દયાદાન ઉપર આધાર રાખવો પડે એવો વખત બનતા સુધી દુર કરવાને, એજ સમયમાં, એણે કેટલાંક સૂકાં ફળ અને થોડો લોટ બચાવી રાખ્યાં હતાં; પણ પોતાનાં માબાપનું રહેઠાણ જ્યાં સઘળી વસ્તુ જરૂરીયાતની અને થોડી હતી ત્યાંથી કંઇજ ન લેવું એવો એણે નિશ્ચય કીધો હતો. એની પાસે પુંજીમાં જોઇએતો આઠ કે દશ હલકા સિક્કા હતા; અને એટલીજ ખરચી પાસે રાખીને ૧૬૦૦ કરતાં વધારે ગાઉની મુસાફરી કરવાનું એણે માથે લીધું.

તેના ઓરડાનાં બારણાં ધીમે ઠોકીને એણે ધર્મોપદેશકને કહ્યું. "પિતા મ્હારાં મા બાપ હમણાં ઊંઘમાં છે એટલામાં આપણે નિકળી

પડીએ; તેઓને જગાડવામાં સાર નથી; થોડા સમયમાંજ તેમને જે ઉદાસી થશે તે બસ છે. તેઓના ઓરડામાં થઇને બહાર જવા વગર આપણો છુટકો નથી એમ વિચારી તેઓ નિરાંતે ઊંઘ લેછે; પણ આ ઓરડાની બારી ઊંચી નથી; હું સહેલથી કુદી પડી તમને નીચે ઉતરવામાં મદદ કરીશ. પાદરીએ આ યુક્તિ માન્ય કરી જેથી માબાપ તથા છોકરીને બન્નેને આવા વિયોગની વેદના સહેવી ન પડે. તેઓ જંગલમાં આવી પહોંચ્યા એટલે તરતજ ગાંસડી ખભે ભેરવીને ઈલીઝાબેથ બેચાર ડગલાં ઉતાવળથી આગળ ચાલી; પણ જે રહેઠાણ છોડીને એ જતી હતી તે તરફ ફરીને એક વાર નજર કર્યાથી એનું હૈયું બહુ ભરાઇ આવ્યું; આંસુ વડે નાહ્વાઇ ગયલી એ જે ઓરડામાં પોતાનાં માબાપ સૂતાં હતાં તેનાં બારણાં આગળ પાછી ધસી આવી. એણે મ્હોટે સાદે કહ્યું "ઓ, ઈશ્વર, તેઓના ઉપર નિઘા રાખજે તેઓનું સંરક્ષણ કરજે, અને આટલું માન કે જો મારા ભાગ્યમાં તેઓને ફરી મળવાનું ન હોય તો આ ઉમરા બહાર હું ફરી કદી જાઉં નહીં"? પછી એ ઉઠી અને પાછું ફરતાં એણે પોતાના પિતાને પોતાની પાછળ ઉભેલો દીઠો;" અરે, મારા પિતા, તમે અહીં છો; તમે શા માટે આવ્યા!" "બહેન, તને મળવાને, કોટી કરવાને, અને ફરીને એકવાર આશીર્વાદ દેવાને; મ્હારી ઈલીઝાબેથ, તને એમ કહેવાને કે ત્હારા બાળપણમાં મેં એક પણ દિવસ ત્હારા ઉપરનાં મ્હારાં હેતની પૂરી સાબિતી બતાવ્યા વિનાનો જવા દીધો હોય, એકેવાર ત્હારાં નયનમાંથી અશ્રુ ઝરાવ્યાં હોય; તામસિ દેખાવ, અરે નજરથી પણ, ત્હારા અંતઃકરણને દુઃખવ્યું હોય તો તેને માટે ત્હારા જવા પહેલાં મને ક્ષમા કરજે; ત્હારા પિતાને ક્ષમા કર કે જો તે તને ફરી મળવાનું સુખ ભોગવવા સરજ્યો ન હોય તે છતાં શાન્તિમાં તો મરણ પામે." ઈલીઝાબેથ બોલી ઉઠી "અરે એવાં વચન માં કાઢો." તેણે બોલવું જારી રાખ્યું " અને તારી રાંક મા! જ્યારે તે જાગશે ત્યારે હું તેને શું કહીશ? જ્યારે તે પોતાની છોકરી વિશે પૂછશે ત્યારે હું તેને શો ઉત્તર દઇશ? જંગલમાં, સરોવરના કિનારા ઉપર, પ્રત્યેક ઠેકાણે તે તારી ભાળ કાઢશે, અને હું રડતો, તથા જે ઝાઝીવાર હમારૂં સાંભળશે નહીં એવા છોકરીને શોકાતુર સાદે હાંક મારતો, તેની પાછળ પાછળ જઇશ." આ શબ્દ સાંભળતાં

ખારનેજ ઇલીઝાબેથ ગભરાઈ ગઈ; એને મુર્છા આવી એમ કહીએ તો ચાલે અને ઝુંપડાને પડએ અઠેલીને એ ઉભી રહી. એના પિતાએ જાણ્યું કે તેણે એનાથી સહન થઈ શકે તેના કરતાં પણ વધારે ઉદાસીની અસર કરી હતી, અને ધૈર્યના ખોટ હોવાને માટે પોતાની જાતને તેણે સખત ઠપકો દીધો. તેણે વધારે શાન્ત સાદે કહ્યું " બ્હેન, હિમ્મત ધર; માત્ર ત્હારી માને દિલાસો દઈ સુખ કરવાનું નહીં પણ ત્હારો વિયોગ ધીરજથી સહન કરવા ઉત્તેજન આપવાનું હું વચન આપુંછું અને જ્યારે તું અહીં પાછી આવીશ ત્યારે હું તને તેને સોંપી દઈશ. હા, બ્હેન, ત્હારૂં માબાપ ઉપરની ભક્તિનું સાહસ કામ પાર પડો કે ન પડો પણ ત્હારાં મા બાપ તને પાછાં ભેટયા વિના મરવાનાં નથી." પછી પાદરી આ દુઃખદાયક દેખાવથી ખેદ પામી નીચી નજરે થોડે છેટે ઉભો હતો, તેની જોડે તેણે વાત કરવા માંડી: તે બોલ્યો કે "પિતા, હું તમારી સંભાળ તળે એક અમુલ્ય રત્ન મુકું છું. એ મ્હારા અંતઃકરણના રક્ત કરતાં વધારે કિમ્મતિ છે, અરે મારી જીદગાનીના કરતાં પણ ઘણુંજ કિમ્મતી છે; આટલું છતાં હું એ તમને પૂર્ણ વિશ્વાસ સાથે સોંપું છું; ત્યારે તમે બંને જાઓ: દેવદૂતની મંડળી તમારા ઉપર રખેવાળી રાખો; એની રક્ષા કરવાને સ્વર્ગના દેવ શસ્ત્ર બાંધશે અને એના પૂર્વજોની માટી પાછી સજીવન થશે; મારી ઈલીઝાબેથનું રક્ષણ કરનાર સર્વશક્તિમાન પ્રાણી એનો નાશ થવા નહીં દે."

પોતાના બાપ તરફ ફરી જોવાની હામ ન ધરીને, ઈલીઝાબેથે એક હાથ પોતાની આંખ આગળ રાખ્યો અને બીજો હાથ પાદરીને આપી તેની સાથે ચાલવા માંડયું. પરોઢીયું થવાને લીધે હવે પર્વતનાં શિખર પ્રકાશવા માંડયાં અને ફર જાતનાં કાળાં વૃક્ષની ટોચ ઉપર સુનેરી આભાસ પડવા માંડયો; પણ હજી સઘળી સૃષ્ટી અત્યંત શાન્તિમાં વિંટળાઈ રહી હતી. વાયુની લહેરથી સરોવરની ભીની સપાટી ઉપર પાણીમાં કરચળી વળતી ન હતી અથવા ઝાડનાં પાંદડાં હાલતાં નહતાં; પક્ષીઓએ હજી ગાયન કરવા માંડયું નહતું અથવા ન્હાનામાં ન્હાનાં જીવ જંતુનો પણ અવાજ સંભળાતો નહતો: પોતાની છોકરીને આશીર્વાદ દેતા બાપનો સાદ જે અરણ્ય હમણાં તેઓને એક બીજાથી જુદાં પાડતુ હતું તે ભેદીને આગળ જાય એટલા માટે જાણે સૃષ્ટિ-

એ માનપૂર્વક મૌન્ય ધારણ ન કર્યું હોય, એમ દીસતું હતું.

બાપની ઉદાસીનો વિચાર આણવાને મેં યત્ન કીધુંછે, પણ માની ઉદાસીનું વર્ણન કરવાને મારામાં પૂરતી શકિત નથી. જ્યારે પોતાના પતિની બૂમ સાંભળીને તે જાગી ઉઠી એના ભણી દોડેછે અને એના નિરાશ મ્હો ઉપરથી પોતાની છોકરી ગઈ એમ જાણી, તે પાછી ઉઠશે કે નહીં એ વિશે સંદેહ રહે અને કહ્યા ન જાય એવી વેદનાની સ્થિતિમાં ભોંય ઉપર પડેછે ત્યારે તેના મનની પીડાનું સવિસ્તર વર્ણન હું શી રીતે કરી શકું. દેશવટો ભોગવવામાં જે જે દુઃખ સહન કરવાં પડે તે તે યાદ આણી તેની ઉદાસી શાન્ત પાડવાનું સ્ટેનાસ લેઅસે યત્ન કીધું તે મિથ્યા; તે એના કહ્યા ઉપર લક્ષ દેતી નથી; પ્રેમના નિયમે પણ હાથ ધોયા અને એ તેના અંતઃકરણ ઊપર ઝાઝીવાર અસર કરી શકયો નહીં; કોઈ પણ માની ઉદાસી માણસ જાતનો દિલાસો દેવાથી નરમ પડતી નથી અને તે કોઈ સંસારી વસ્તુથી મળી શકતો નથી; એ ઘટાડવાની શકિત ઈશ્વરે પોતાનાજ હાથમાં રાખેલીછે; અને જો આ દુઃખ દેતી ઉદાસી અબળા જાતિને થાયછે તો તે અસીલ અને નમ્ર થઈ, જે હાથ તેને શિક્ષા કરેછે તેજ હાથને નમેછે અને જે એકજ સુખ બાકી રહેછે તેનો આશ્રય કરી રહેછે.

ઈલીઝાબેથ અને એનો ભોમિઓ (પાદરી) પ્રવાસ કરવા નિકળ્યાં ત્યારે અર્ધો વૈશાખ ગયો હતો. સૈબીરીયાનાં ભીંજાવાળાં અરણ્યો જ્યાં વર્ષના આ સમયમાં ભારે પૂર આવેછે તે પાર કરતાં તેઓને પક્કો મહિનો લાગ્યો. કેટલીક વેળા વાટમાં ગામડિયા મળતા તેઓ એઓને જુજ બદલા સારૂ પોતાના ઘીસલાં (વગર પૈડાંનાં ગાડાં) માં બેસવા દેતા; રાતે એઓને એવી દુઃખ દાયક જગામાં મુકામ કરવો પડતો હતો કે જો ઈલીઝાબેથ કષ્ટ તથા ભુખ તરસ વેઠવાને ઘણા વખતથી ટેવાઈ રહી ન હત તો તે જરા પણ આરામ લઈ શકત નહીં.

જેમાં તમાકુ અને મદ્યની વરાળને લીધે દુર્ગંધ વ્યાપિ રહેલી, તથા કાગળથી સમરાવેલી ભાગેલી બારીમાં થઈને બહુ પવન આવતો, એવા ઓરડામાં એક ફાટી ટૂટી ગંદી ગોદડી ઉપર તેને લુગડાં પહેરી રાખીને પડી રહેવું પડયું હતું. અને આ દુર્દશાનો આંક વાળવાને એ-

માં રહેતું આખું કુટુંબ, અને વેળાએ તેઓનાં પાળેલાં ઢોરમાંનાં કેટલાં-એક એજ દુઃખદાયક ઓરડામાં પડી રહેતાં હતાં.

સેબીરીયાની સરહદમાં 'ટાઇનોન' કરીને એક કસબો છે. ત્યાંથી આસરે ૨૦એક ગાઉને અંતરે, જ્યાંથી ટબોલસ્ક જુદો પડે છે તે હદ ઉપર, જેમાં નિશાની દાખલ થાંભલાની હાર છે, એવું જંગલ છે. ઈલીઝાબેથે એ થાંભલાની હાર જોઈ; અને હવે જે સંસ્થાનમાં પોતાનાં માબાપ રહેતાં હતાં તે મુકીને જવું એ તેને બીજીવાર વિયોગ થવા જેવું લાગ્યું. તે બોલી "અરેરે! હું અને મારાં માબાપ હાલ કેટલા અંતરથી વછુટાં પડયાં છઇએ!" જ્યારે તે યૂરોપખંડમાં દાખલ થઈ આ ઉદાસી ભરેલો વિચાર કરીને તેના મનમાં આવ્યો. પૃથ્વીના કેવળ જુદા વિભાગમાં આવવાને લીધે, જે વિસ્તિર્ણ દેશ તેણે પાછળ મુકી દીધો હતો તેની મ્હોટી લંબાઈ કરતાં પણ ઘણાજ ભારે અંતરનો વિચાર એની કલ્પના આગળ દેખાયોઃ—આખી સૃષ્ટિમાંનાં માત્ર જે પ્રાણી ઉપર તેનાથી દાવો થઈ શકે તથા જેના હેત ઉપર (તે નિરંતર રહેશે એવો) વિશ્વાસ રાખી શકે તે એશિઆખંડમાં હતાં. અને યૂરોપખંડ જે ત્યાંના સુધરેલા દેશીઓને માટે પ્રખ્યાત છે તેમાં તે શી વસ્તુની આશા રાખી શકે! જ્યાં દોલત અને અક્કલની ભારે છોળ ચાલી રહેલી એવા, બાદશાહિ દરબારમાં પણ શેની? તેના દુઃખથી જેના ઉપર અસર થાય, કષ્ટ સાંભળવાથી જેને દયા ઉપજે અથવા જેની કરૂણાથી તે આશ્રયની આશા કરી શકે એવું એક પણ અંતઃકરણ શું તેને ત્યાં મળી આવે? આ વિચાર આવતી વેળાએ એક નામ તેના મનમાં હાજર હતું. અને તેણે એને પિટર્સબર્ગમાં મળવાની ઉમેદ રાખી હત—પણ એમ થવાનો કંઈ યોગ નહતો. શહેનશાહના હૂકમથી લશ્કરમાં દાખલ થવાને એ લીવોનિઆમાં ગયો હતો તેથી એ યૂરોપખંડમાં માલમ પડે એવો લેશ માત્ર પણ સંભવ નહતો. એ ખંડ તેના મનને તો જાણે એનાથીજ વસેલો હોય એવો હતો કેમકે એના વગર તેને બીજા કોઈ માણસ સાથે ઓળખાણ પાળખાણ નહતું. એટલા માટે હમણાં તેનો આધાર સઘળો પાલ પિતા ઉપર હતો; અને ઈલીઝાબેથના વિચારમાં એમ હતું કે જે પુરૂષે પોતાના જાતિપ્રાણીઓની સેવા બજાવવામાં ત્રણ કુંડી વર્ષ ગાળ્યાં

હતાં તેની પ્રજા રાજાના દરબારમાં, ઘણી ચાલતી હશેજ.

પરમા, ટબોલસ્કથી આશરે ચારસેં કોસને છેટેછે; ત્યાંના રસ્તા મઝાનાછે, જમીન રસાળ તથા સારી પેઠે ખેડાયલીછે; સુંદર વિસ્તિર્ણ ખેતરોની વચ્ચે વચ્ચે ભર્ચ જાતનાં ઝાડનાં નવાં જંગલ વારે વારે નજરે પડેછે; અને આસ પાસ રશિઅન તથા તાતાર લોકના તાબામાંનાં માતબર ગામડાં આવી રહેલાંછે. એ ગામડાંના રહેવાસી એટલા સુખી, તથા સંતોષ પામેલા જણાયછે કે તેઓ સૈબીરીયાના વાયરાનો શ્વાસ લેતા હશે એવો વિચાર પણ ધ્યાનમાં ભાગ્યેજ ઉતરી શકે. દેશના આ ભાગમાં સુંદર ઉતારો કરવાનાં એ ઠેકાણાંછે જ્યાં ઈલીઝાબેથના જાણ્યામાં નહીં આવેલી, અને તેથી તેને વિસ્મય પમાડતી, સુખ તથા સ્વાદની વસ્તુ પુષ્કળ હતી.

તેણે અત્યાર સુધી જે શહેર જોયાં હતાં તેમાં અગર જો પરમા સૌથી સુંદર હતું તો પણ ત્યાંના મહોલ્લાની સંકડાસ તથા ગલીચાં, ત્યાંના ઘરની ઊંચાઈ, એક બીજાની વચ્ચમાં ગમે તેમ આવેલાં સુંદર ઘર તથા હલકાં ઝુંપડાં, અને બંધીયાર હવા, એ જોઈને તેને ભારે કંટાળો લાગ્યો. તળ કસ્બાની આસપાસની જગા ભીંજવાળીછે; કાસાન લગીના દેશમાં ઉજ્જડ રાન, તથા ફર જાતનાં ઝાડનાં જંગલ અહીં તહીં માલમ પડેછે અને તે ઘણોજ ઉદાસી ભરેલો દેખાવ આપેછે. વાવાઝોડાની રતુમાં આ ઘણાં વર્ષનાં જુનાં ઝાડમાંનાં કેટલાંક ઉપર ઘણી ખરી વાર ગર્જનાના કડાકા પડવાથી તેઓ જલદી બળેછે અને જાણે જ્વાળા નિકળતાં મથાળાં વાળા હિંગળોકના સ્તંભ હોય એવાં દેખાયછે. ઈલીઝાબેથ અને તેનો સાથી જેઓના જોવામાં આ ભભુકાવાળા દેખાવ વારે વારે આવતા હતા તેઓને પોતાની બન્ને બાજુ તરફ બળતાં જંગલ વટાવવાં પડતાં હતાં. કોઈ કોઈ ઝાડ મૂળમાંથી બળતાં તેઓના જોવામાં આવ્યાં; અને તેમાં જેનાં મથાળાં લગી દેવતા જઈ નહીં પહોંચેલો તે છાલને આધારે રહ્યાં હતાં અથવા કેટલાંક રસ્તા વચ્ચે કમાનને આકારે અડધાં પડી ગયલાં હતાં; બીજાં ભયંકર કડાકા સાથે એક બીજા ઉપર પડવાથી અસલના લોક કરતા તેવી, તથા મૂર્તિ પૂજક લોક જેના ઉપર પોતાના શૂરવીરની રાખ કરતા તેવી, ચિતા જેવો ત્રીકોણાકૃતિનો મોટો ભડકો થતો.

આ, અને જેમાં રેલ આવેલી એવી નદીઓને પેલેપાર જવામાં પડેલી, વિપત્તિઓથી પણ ભારે વિપત્તિમાં ઈલીઝાબેથ કોઈવાર નાહિમ્મત થઈ ગઈ નહતી; તેણે એમ પણ ધાર્યું કે પોતાના માથે લીધેલા કામમાં આવી પડતાં સંકટનું અતિશયોક્તિથી વર્ણન કરવામાં આવ્યું હતું. હવા બહુજ સુંદર હતી; અને ઘણીવાર, સૈબીરીયામાં નવાં દેશનિકાલ કીધેલાં માણસ મુકીને જે ગાડાં ત્યાંથી પાછાં આવતાં હતાં તેમાં, તે મુસાફરી કરતીઃ ગાડાંવાળાઓએ જે જે મુકામ લગી પોતે જવાના હતા તે તે મુકામ લગી જુજ બદલાને માટે આ બે પ્રવાસીને બેસવા દીધા. કંઈ ઊણું આણ્યા વગર, પોતાનો સાથી જે સહાયતા આપતો તે ઈલીઝાબેથ માન્ય કરતી, કેમકે તેને, એની તરફનો જે આશ્રય મળતો હતો તે ઈશ્વરની પોતાની કૃપા હોય એમ તે ગણતી હતી.



# ईलीझाबेथ,

## अथवा

# सैबीरीयानुं देशपार करेलुं कुटुंब.

—<>—

## ભાગ. ૨ જો.

ભાદરવા મહિનો બેસવાની લગભગમાં ઈલીઝાબેથ તથા બોમીઓ (ધર્મોપદેશક) થામા નદી જે કાસાનથી માત્ર ૧૦૦ એક ગાઉ છે તેના કાંઠા લગી આવી પહોંચ્યાં. હવે એમના બધા પ્રવાસનો અંત આવ્યો અત્યાર સૂધી જેટલી સહેલાઈથી એ આગળ ચાલી આવી તેટલી સહેલાઈથી પોતાને માથે લીધેલું કામ ઈલીઝાબેથ પાર પાડે એવી જો ઇશ્વરની ઈચ્છા હોત, તો પોતાનાં માબાપ થોડે શ્રમે સુખી થયાં એમ એ માનત; પણ એના દૈવમાં ભારે સંકટ વેઠવાનાં હતાં. શિયાળાની રતની સાથે જે વેળામાં એની દૃઢતા ભારે કસોટી ઉપર મૂકાવાની હતી, તથા પોતાની માબાપ ઉપરની ભક્તિનો સઘળો શ્રમ, તેના બદલામાં અમરયશનો મુગટ મેળવવાને કરવો પડવાનો હતો, તે વેળા આવી પહોંચી.

કેટલાક દિવશ થયાં ધર્મોપદેશકની પ્રકૃતિ દેખાઈ આવતી રીતે બગડવા માંડી હતી; તે બહુજ મુશ્કેલાઈથી ચાલી શકતો, તો તો ઈલીઝાબેથ મદદ આપતી અને પોતે લાકડીનો ટેકો દેતો. તેને ઘડી ઘડી વિસામો લેવાની જરૂર પડતી હતી, અને જ્યારે બેસવાને ગાડું મળી શકતું ત્યારે ભેજવાળી જગા ઉપર ગમે તેમ નાખેલાં મોટાં ઝાડના થડના કરેલા ખડબચડા ઢેકા ટૈયાવાળા રસ્તાને લીધે, તેને એવા સખત આંચકા ખાવા પડતા હતા કે તેથી તેનામાં જે જરા શક્તિ રહી હતી તે પણ જતી રહી; અગર જો તેના આત્માની શાન્તિ તો હતી તેવીને તેવીજ રહી. એમ છતાં (થામા નદીના કાંઠા ઉપરના જરા અગતના) સારાપોલ નામના ગામડામાં તે પહોંચ્યો ત્યારે ભલા પાદરીને (શરીરમાં)

એટલી બધી નબળાઈ માલમ પડીકે આગળપ્રવાસનો વિચાર આણવો એ અસંભવિત થઈ પડયું. તે એક દુઃખદાયક ઉતારાની જગામાં રહ્યો હતો, અને એની પાસે તે પ્રગણાના અધિકારીનું ઘર હતું. જે ઓરડો તેના સ્વાધીન કરવામાં આવ્યો હતો તે એક જાતના લાકડાના માળીઆ જેવો ડગલું દેતાં હાલતો હતો. બાકીમાં કાચ જડેલા ન હતા, અને આ કંટાળો ઉપજાવતા ઓરડાના સામન સરંજામમાં એક લાકડાની મેજ તથા જેના ઉપર ઘાસની ભારીઓ ગોઠવેલી એવો એક ખાટલો એટલાં વાનાં હતાં; આ ખાટલામાં આજારી પાદરી સુતો હતો. જે દુઃખ કંઈ ફેર પડવા વગર એ ભોગવતો હતો. તેણે જો તેને કંઈ આરામ લેવા દીધો હોત તો ભાગેલા કટેરામાં થઇને જે પવનના સપાટા આવતા હતા તેણે તેને ઊંઘ આવવા દીધી ન હોત, તથા દરદમાંથી છુટો કર્યો ન હોત. ભયભિત થયલી ઈલીઝાબેથની કલ્પનામાં હવે ઘણીજ નીરાશાના વિચાર આવવા માંડ્યા. તેણે વૈદની ભાળ કઢાવી, પણ કોઈ સારાપોલમાં મળી આવે તેમ ન હતું. અને મર્ણ તુલ્ય થઈ ગએલા પિડિતની અવસ્થા વિશે તે ઘરનાં માણસને કંઈ કાળજી નથી એમ માલમ પડવાને લીધે, તેને પીડામાંથી છૂટો કરવાને એને માત્ર પોતાના શ્રમ ઉપર આધાર રાખવાની જરૂર પડી હતી. ઓરડાની બાજુએ આવેલા કપડાના કટકા બારીઓની આસ પાસ બાંધીને એ કેટલાક રાની છોડવાની શોધ કઢવાને ખેતરમાં ગઈ, અને પોતાની માની બતાવેલી યાદ મુજબ તે છોડવાનો આજારી પાદરીને સારૂ શરીરને સુખ કરે એવો શરબત બનાવ્યો.

રાત પડવા માંડી તેમ તેમ પ્રત્યેક ક્ષણે તેના રોગનાં ચિન્હ વધારે ધાસ્તિ ભરેલાં થવા લાગ્યાં અને નિર્ભાગી ઈલીઝાબેથ આંસુ સમાવી શકી નહીં. ઈલીઝાબેથ દૂર જઈ બેઠી નિકર પોતાનાં ડસકાંથી તેની મરતી વેળામાં શાન્તિનો ભંગ થાય. પણ ભલા પાદરીએ એને ડસકાં ભરતી સાંભળી અને દુખ કેમ દુર કરવું એની તેને ખબર ન હતી તેને માટે બહુ ઉદાશ થયો; કેમ જે તેને ખાત્રી હતી કે પોતે (મંદવાડમાંથી) ફરીને ઉઠવાનો નથી અને તેના આ સંસારના ક્રમનો અંત પાસે આવ્યો હતો. આસ્તિક પરેગજુ પાદરી જેણે પોતાની લાંબી હયાતી ઈશ્વરની તથા જાતિ પ્રાણીઓની સેવામાં અર્પણ કરી હતી તેને મોત કંઈ ભય ઉપજાવી શક્યું નહીં; પણ જે વેળામાં તેને ઘણું કરવાનું બાકી રહ્યું હતું તે વેળામાં

આ લોકમાંથી જવાના સંભવને લીધે તેને ઘણો ખેદ થયા વિના રહ્યો નહીં. તેણે મનમાં કહ્યું "અરે, સર્વોત્તમ હું ત્હારી આજ્ઞા સામી બડબડવાની છાતી ધરતો નથી; પણ જો ત્હારી ઇચ્છા એવી હોત કે આ અનાથ માબાપ વિનાની છોકરીને એના પ્રવાસના અંત લગી હું દોરી જાઉં એટલો કાળ કાઢું તો હું વધારે સ્વસ્થપણે દેહ છોડત."

અંધારૂં થયું એટલે ઈલીઝાબેથે રાળની બત્તિ સળગાવી અને પાદરીના બીછાનાને છેડે તેને જોઇતું કરતું કંઈ આપવાને એ આખી રાત બેઠી રહી. પરોઢીયું થવાની થોડી વાર પહેલાં એ તેની પાસે પાણી આપવાને ગઈ; પોતાનો મરણ કાળ પાસે આવ્યો છે એમ ધારી પાદરી જરા બીછાનામાં બેઠો થયો અને જે પ્યાલું એ તેની આગળ ધરી ઉભી રહી હતી તે લઇને આકાશ ભણી ઉંચું કરી બોલ્યો કે "હે પ્રભુ! હું ઈલીઝાબેથને ત્હારી રક્ષા તળે રાખવાની પ્રાર્થના કરૂં છું. તું જેણે એવું વચન દીધું છે કે ત્હારા નામમાં આપેલો એક થંડા પાણીના કટોરાનો પણ બદલો મળ્યા વિના રહેનાર નથી" આ સબબથી જે વિપત્તિ આવી પડશે એમ ઈલીઝાબેથ અત્યાર સુધી માનતી ન હતી તે નક્કી આવી પડવાની એવું જણાઈ આવ્યું. એને માલમ પડ્યું કે પોતાનો દેહ હવે થોડા કાળમાં પડશે એમ પાદરીને લાગે છે. અને એમ થવાથી એ ટૂંક વખતમાં અનાથ અને નિરાશ્રિત થશે. એ હિમ્મત હારી ગઈ, બીછાનાની બાજુએ ઘુંટણીએ પડી, અને એની આંખે ઝાંઝવાં આવ્યાં, એનો શ્વાસ રૂંધાવા લાગ્યો તથા એના કપાળ ઉપર ઓસ જેવાં પરસેવાનાં થંડાં ટીપાં આવી રહ્યાં.

અતિશય કરૂણાની સાથે એના ભણી નજર કરીને પાદરી ઉલટાવી ઉલટાવી બોલ્યો " હે મારા પ્રભુ! એના ઉપર દયા દૃષ્ટિથી જો!" પણ જ્યારે તેણે જોયું કે એની વેદનાનો આવેશ વધતો જાય છે ત્યારે તે બોલ્યો " બેન ઈશ્વરને અને તારા પિતાને માટે જરા શાન્તિમાં આવ અને હું કહું તે ધ્યાન દઈ સાંભળ" ધ્રુજતી ઈલીઝાબેથે ડસકાં આવતાં દાબી રાખ્યાં. અને આંસુને લીધે બરાબર દેખાતું નહોતું તેથી તે લૂછી નાખી ધ્યાન આપતી હોય એમ પોતાના માન આપવા યોગ્ય સાથી ભણી આંખ ઉંચી કરી. ખાટલાના પાછલા ભાગ ઉપર આડા મૂકેલા પાટીયાને

અટેલો અને પોતાનામાં જે થોડું કૌવત રહ્યું હતુ તે વાપરીને તે આ પ્રમાણે બોલ્યો "બેન આટલી નાની વયે, એકલાં, આશ્રય વગર, થોડા સમયમાં બેસતી નઠારી રૂતુમાં પ્રવાસ કરતાં તને ભારે કષ્ટ સહન કરવાં પડશે એટલુંજ નહિ પણ એથી એ વધારે ધાસ્તિ ભરેલી વિપત્તિ ખમવાની છેજ. સાધારણ છાતિનું કોઈ માનવી થાક અને કષ્ટ દ્દઢ રહી ખમી શકે. પણ ફોસલાવી ભ્રષ્ટ ઉપભોગ કરનારના ફાંદામાં આવી પડ્યા વિના રહે નહિ, પરંતુ ઈલીઝાબેથ તારામાં કંઈ સાધારણ હિંમત નથી અને હારી બુદ્ધિ રાજ મંદીરના મોહથી ચળે એવી નથી. તને એવા ઘણા મળશે કે જેઓ તારી નિરાધાર અવસ્થા તથા તારાં દુઃખનો લાભ લઈ તને સદ્‌ગુણથી આડે માર્ગે લઈ જવાનું યત્ન કરશે પણ એવાના વચન ઉપર તારે ભરૂંસો રાખવો નહીં અથવા તેઓના ઠાઠ માઠમાં લલચાઈ પડવું નહીં. ઈશ્વરનો ભય અને તારા માતપિતા ઉપરનું વ્હાલ તને તેઓનાં સઘળાં પ્રયત્નની બહાર મૂકશે. તું ગમે તેટલી અપદશામાં આવી પડે તો પણ આ પવિત્ર હક લક્ષમાંથી જવા દઈશ નહીં અને જો હારાથી એકજ ખોટું ડગલું ભરાયું તો તેણે કરીને જેણે તને હયાતીમાં આણી છે તેઓનું લાગલું મોત થશે એટલું ભૂલીશ નહીં." એ બોલી ઉઠી "અરે પિતા! એ વિશેનો ભય ન રાખો" તે બોલ્યો "મને ભય નથી; તારી ભક્તિ, તારો પ્રૌઢ નિશ્ચય, એઓએ તને પૂર્ણ વિશ્વાસનું પાત્ર કીધું છે, અને મારી પક્કી ખાતરી છે કે ઈશ્વર તને જે કસોટીમાં મૂકશે તેમાં તું ટકી રહીશ. બેન, મારા ડગલામાંથી તને એક થેલી જડશે તે ટબોલસ્કના ઉદાર અધિકારીએ જ્યારે તેણે મને તારી સંભાળ રાખવાની ભલામણ કીધી ત્યારે આપી હતી. આ વાત ઘણીજ સાવધાનીની સાથે છાની રાખજે; એની જીંદગી તારા સાવધ પણા ઉપર રહેલા છે. એ થેલીમાં તારો પીટર્સબર્ગ લગી ખરચ ચાલે એટલા પૈસા છે. જ્યારે તું પીટર્સબર્ગ પહોંચે ત્યારે ત્યાંના વડા ધર્મગુરૂ પાસે જજે અને મારૂં નામ દેજે; કદાપિ તે મારૂં નામ ભૂલી ગયો નહીં હોય; તે તને કોઈ મઠમાં આશ્રય આપશે. અને ખાતરીથી કહું છુંકે, તારો વિનતિ પત્ર મહારાજાને નજર કરશે. અને તે એ નામંજુર નહીં કરે; એનાથી તેમ થશેજ નહી. બેન, આ મરતી વેળા ફરી કહુંછું કે જેવી માબાપ ઉપરની ભક્તિની સાબિતી તું બતાવી આપીશ તેવી હજી કોઈએ બતાવી નથી.

આનંદ અને આશ્ચર્ય પામી લોક, જેવી પ્રસંસાને એ પાત્ર છે તેવી પ્રસંસા કરશે. અને તારા સદ્‌ગુણને પર લોકનો યશસ્વિ બદલો મળવાના પહેલાં આ લોકમાંજ મળશે."

તે બોલતો બંધ થયો, તેનો શ્વાસ મંદ પડવા માંડ્યો. અને તેના ભમર ઉપર મરતી વેળાનાં શરદીના ઝેઆનાં ટીપાં આવી રહ્યાં. ખાટલાના એક પાયા ઉપર માથું મૂકીને ઈલીઝાબેથ બહુ રડી. ઘણીવાર શાન્તિમાં ગયા પછી પાદરીએ પોતાના ગળામાંથી, લટકતી એબનુસ જાતનાં લાકડાંની નાની 'ક્રુસ' છોડીને, "બેન આ લે. બક્ષિસ કરવાને મારી પાસે એજ દોલત છે, આ સંસારમાં મારી પાસે એજ વસ્તુ છે. પણ એટલીજ વસ્તુ મારી પાસે હોવાથી મને બીજા કશાની જરૂર પડી ન હતી એમ ધીમે સાદે કહી એને તે આંપી" અત્યંત ઉદાસીમાં ગર્ક થઇને એણે તે 'ક્રુસ' ને ચૂમી લીધી; કેમજે આવી અમુલ્ય વસ્તુ આપી દેવાથી સાફ જણાયું કે પાદરીને પોતાનો મરણ કાળ પાશે આવ્યો છે, એવી ખાત્રી હતી. ઘણી દયા સાથે તે વળી બોલ્યો કે " કોઈ વાતની બીક રાખીશ નહીં; કલ્યાણ કર્ત્તા ઈશ્વર જે કોઈ પણ પ્રણીની સંભાળ લેવામાં ચૂક્તો નથી તે તારૂં સંરક્ષણ કરશે; અને હમણાં જોએ તને નિરાધાર કરશે તો તારી પાસેથી જેટલું લઈ લેશે. તેના કરતાં એ વધારે આપ્યા વિના રહેનાર નથી. એના માયાળુ પણા ઉપર નિર્ભય થઈ વિશ્વાસ રાખ. જે ચલીઆંને પૂરૂં પાડે છે અને દરિઆ કિનારાની રેતીની, સંખ્યા જાણે છે તે ઈલીઝાબેથને વિસારશેં નહીં." તેણે જે હાથ લાંબો કર્યો હતો તે ઝાલીને એ બોલી ઉઠી. "પિતા અરે પિતા ! તું મને છોડી જાય છે તે ઈશ્વર ઇચ્છાથી છે. એમ વિચારી મારાથી સંતોષમાં રહી શકાતું નથી" તે બોલ્યો 'બેન' પ્રભુની એવીજ મરજી છે; ધીરજ ધરી એની આજ્ઞામાં રહે; થોડીક ક્ષણમાં હું ઉપર જઇશ ત્યારે તારે અને તારાં માબાપને માટે પ્રાર્થના કરીશ" તેનાથી એ વાક્ય પુરૂં કરો શકાયું નહીં; તેના હોઠ હાલ્યાં કીધા, પણ જે ઉચ્ચાર તે મો બ્હાર કાઢવા જતો હતો તે ત્યાંના ત્યાંજ સમી ગયા; તે પોતાના શ્વાસના બીછાનામાં પાછો પડ્યો તથા આકાશ ભણી નજર કરી, જેને માટે તેનામાંથી ચૈતન્ય જતુ રહ્યું તે છતાં કરગરતો હોય એવા દેખાતો હતો, તે અનાથ માબાપ વિનાની છોડીને સંરક્ષણ તળે લેવાની ઈશ્વરને વિનતિ કરવાનું તેણે છેલ્લું પ્રયત્ન કીધું. પરો-

પક્કી પણાની છાપ એના આત્મા ઉપર એટલી બધી બેઠી હતી, અને તેના લાંબા આવરદામાં પરમાર્થ સારૂં સ્વાર્થ ત્યાગ કરવાનો એને એટલો ભારે અભ્યાસ પડી ગયો હતો કે જે ક્ષણે ભયંકર અનાદિ તથા અથાગ ખાડામાં તે પેસવાનો હતો, અને પોતાના શ્રેષ્ટ ન્યાયાધિશની ગાદી આગળ ન ફેરવાય એવી શિક્ષાની આજ્ઞા સાંભળવા જવાનો હતો તે ક્ષણે તેને પોતાના વિશે કંઈ વિચાર ન હતો.

ઈલીઝાબેથના વિલાપથી ઘરનાં માણસ આવી પહોચ્યાં; તેઓએ એને રડવાનું કારણ પૂછ્યું ત્યારે એણે ઘાસના બીછાના ઉપર અચેતન પડેલા, પોતાની સંભાળ લેનાર (પુરૂષ) ભણી આંગળી કરી. આ બનાવની ખબર ચાલવાથી શબ આગળ લોકોનું ટોળું ભેગું થઈ ગયું. તેમાં કેટલા-એક જેઓ માત્ર શું બન્યું તે જાણવાની ઈચ્છાથી આવ્યા હતા તેઓ, તે વખતે શબ આગળ જઈ તરૂણ શોક કરનાર ઉભી હતી તેની તરફ આશ્ચર્યતાથી જોઈ રહ્યા; બીજાઓએ એનું દુઃખ જોઈ દયા આણી; પણ તે ઘરનાં માણસ જેઓ જે દુઃખ દાયક રહેઠાણ તેઓએ આપ્યું હતું તેના બદલામાં પૈસા લાવવાને આતુર હતા તેઓ તે ચીજ પાદરીના ડગલામાંથી હાથ લાગી જોઇને ઘણા ખુશ થયા; કેમકે ઈલીઝાબેથ ઉ-દાશીની લાહ્યમાં એ ઠેકાણાસર રાખવાનું વિસરી ગઈ હતી, એ થેલી તેઓએ પોતાના કબજામાં લઈ લીધી અને ઈલીઝાબેથને કહ્યુંકે એમાંથી પોતાનું લેણું બરાબર રીતે વાળી લેતાં અને ભૂમિદાની ક્રિયાનો ખરચ આપતાં જે બાકી રહેશે તે તેઓ એને પાછું આપશે.

રૂશીયામાં ભુમિદા કરનાર પોપ નામના લોક તરતજ આવી પહોંચ્યા, તેઓની પાછળ તેઓના ચાકર પણ મશાલ લઈ આવ્યા. તેઓએ પ્રેત ઉપર વસ્ત્ર ઓઢાડ્યું; અને નિરભાગી ઈલીઝાબેથને પોતાના નિર્જીવ ર-ક્ષણ કર્તાનો ટાઢો હાથ જે એણે હજી લગી ઝાલી રાખ્યો હતો તે છોડી દેવાની જરૂર પડી. જેમાં હજી લગી શાન્તિ અને પરોપકાર પણાનો દેખાવ રહેલો એવો તેનો માન આપવા લાયક ચહેરો છેલ્લી વેળા જોતી વખતે એણે વેદનાની ચીસ પાડી. તે ઓરડામાંના દુરમાં દુર ખુણામાં એ જઈ બેઠી. અને ત્યાં આંસુએ ન્હવાઈ ગયલી એવી એ ધુંટણીએ પડી, તથા જે અરણ્યવત્ સંસારમાં હવે એને ભટકવાનું હતું તેને જાણે પોતાને જોવા ગમતો ન હોય તે પ્રમાણે મોં ઉપર રૂમાલ ઢાંકીને વેદ-

નાને લીધે રૂંધાયલા સાદે બોલી કે, "અરે સુખી આત્મા! તું, જે હમણા સુખના રાજ્યમાં તારા સદ્ગુણનું ફળ ભોગવે છે તે, અનાથ પ્રાણી જે તારી સહાયની આશા હજી રાખે છે તેનો ત્યાગ નકર! અરે, મારા પિતા! ઓ મારી મા! તમે આ વેળાએ કયાં છો કે તમારૂં છોકરૂં મનુષ્ય જાતની સઘળી સાહ્યતા વિનાનું છે."

હવે તેઓ પ્રેત કર્મ સંબંધી સ્તોત્ર ગાવા લાગ્યાં અને શબને ગાડીમાં મૂકયું જ્યારે તે ખસેડવાનો સમય આવ્યો ત્યારે, અગર જો એ નબળી ગભરાઈ ગયલી, અને ધ્રુજતી હતી તો પણ, જેણે એને પ્રવાસમાં સહાય આપી હતી તથા એનું સંરક્ષણ કર્યું હતું અને મરતી વેળા એના હિતને અર્થે પ્રાર્થના કરી હતી તેનું શબ છેલ્લા મુકામ લગી વળાવવાનો ઈલીઝાબેથે નિશ્ચય કીધો.

થામા નદીની ઉત્તર દિશાએ આવેલી એક ટેકરી (જેના ઉપર બાસ્કિરના બંડના વખમાં ઘણી કાળે ઉપર ઉભા કરેલા ખંડીએર છે.) ની નીચે જમીનનો કકડો છે, એને સારાપોલના લોક ભૂમિદા કરવાની જગાને ઠેકાણે વાપરે છે. આ જગા કસ્બાથી થોડેક છેટે છે; એની આસપાસ નીચી વાડ કરી લીધેલી છે, એના મધ્ય ભાગમાં નાનું લાકડાનું ઘર છે, જે ભાષણ કરવાની જગાનું કામ બજાવે છે: તેની આજુ બાજુએ, ઉપર 'ક્રુસ' આવી રહેલી એવા, મટોડીના ઢગલા છે. તે મુએલા માણસનાં જુદા જુદા ઠામ બતાવે છે. અહીં તહીં વિખરાતાં આવેલાં થોડાં ફર જાતનાં ઝાડ તેઓની ઉદાસ છાયા વિસ્તારે છે; અને ઘોરના પથરાની તળેથી પહોળાં પથરાતાં પાંદડાં અને આસમાની રંગનાં ફૂલવાળાં કાંટીનાં ઝાડ તથા જેનાં ખુલ્લાં વાંકાવળતાં થડ ઉપર ઘણી નાજુક ડાળીઓ અને તે ઉપર ઝાંખાં પીળા રંગનાં ફૂલ આવી રહેલાં એવાં ઝાડવાં, નીકળી આવ્યાં હોય છે તે. જાણે ઘોરની વચ્ચમાં ખીલવાને તેઓજ લાયક હોય એવો દેખાવ આપે છે.

પાદરીના શબની ગાડી પાછળ આવતી હારમાં ઘણાં માણસ હતાં; તેમાં તરેહ તરેહવાર જાતના લોક હતા; ઈરાની, ટરકોમન અને આરબ જેઓએ કરગીસથી નાસ્તા આવીને બીજા કેથરીના રાજાની સ્થાપેલી વિદ્યાલયમાં આશ્રય લીધો હતો, તેઓ શબની ગાડી સાથે હાથમાં બા-

રીકે ભક્તિ લેઇને આવ્યા હતા અને શોક કરનારના અવાજ જોડે પોતાનો અવાજ મેળવતા હતા. ઈલીઝાબેથે પોતાનું મોં બુરખા વડે ઢાંકેલું હતું; એ મુગે મોઢે ધીમી ચાલે પાછી આવતી હતી, અને એ ભારે શોક કરનારી, તથા જેને આ ગડબડાટ વાળાં ટોળામાં નહીં પણ માત્ર જે હવે આ લોકમાં નહોતો તેની સાથે સંબંધ હોય એવી દેખાઈ.

જ્યારે શબની પેટી ઘોરની અંદર મૂકવામાં આવી ત્યારે ક્રિયા કરનાર પોપે ગ્રીક ધર્મની વીધી પ્રમાણે વાટ ખર્ચિને સારૂ પ્રેતના હાથમાં નાણું મૂકયું. અને તે ઉપર થોડા પાવડા મટોડી નાખી ત્યાંથી ગયો. આ પ્રમાણે જે પુરૂષે પોતાના જાતિ પ્રાણીઓમાંના" કેટલાએકની સેવા બજાવ્યા વગર એક દિવસ જવા દીધો ન હતો તે અપ્રસિદ્ધિને સોંપવામાં આવ્યો હતો; જેમ પરોપકારી પવન ચારે દિશામાં પુષ્કળ ઉત્પત્તિ કરીને ભોંય ઉપરનું ધાન્ય બ્હોળું પાથરતો જાયછે તેમ ડહાપણ તથા સત્યનાં બી રોપતાં તેણે પૃથ્વીના અર્ધ ભાગ કરતાં વધારે ભાગમાં પ્રવાસ કર્યો હતો, અને એજ ભાગમાંના માણસોથી વિસરાઈ ગયલો તે મરી ગયો; સદ્ગુણને અને કીર્તિને આવો જુજ સંબંધ છે; જે પુરૂષો તેમને ગાંઝવાં આણે છે, અને જેવિજયી પુરૂષો પોતાનો લોભ સંતોષવાને મનુષ્ય જાતનો નાશ કરવામાં યશ માને છે, તેઓ સિવાય બીજાની લોક એટલી બધી થોડી પ્રશંસા કરેછે. સંસારી મીથ્યા યશ! નિષ્ફળ પ્રતિષ્ઠા! જો ઈશ્વરે સદ્ગુણના બદલાને માટે પોતાનોજ ઈશ્વરી યશ વિશેષે કરીને રાખ્યો ન હોત તો એણે તમને માણસ જાતનાં દુઃખ દબાનાજ બદલા હોવા દીધ હોત નહીં.

દિવસ આથમતાં લગી ઈલીઝાબેથ સ્મશાનમાં રહી. એણે એકાંત રહી વિલાપ કર્યો. અને સર્વ શક્તિમાનની પ્રાર્થના કરી જેથી એનું ઉભરાતુ હૈયું મોકળું થયું. એના જેવા દુઃખમાં સ્વર્ગ અને ઘોર વચ્ચે મનન કરવું એજ શરીરને સુખકારક છે; મૃત્યું વિશે વિચાર કરવાથી આપણો ઉદાસ જીવ ઉશ્કેરાય છે. સ્વર્ગના આનંદ વિષે ચિંતન કરવાથી આશા તથા સમાધાની મળે છે. જ્યાં વિપત્તિ તેના વિસ્તિર્ણ રૂપમાં દેખાય છે ત્યાં તેને વિશે આપણે જે ભય કલ્પ્યો હોય છે તે ઘટતો જાયછે, અને જ્યાં આવો ભારે બદલો આગળ કરેલો છે ત્યાં તેની સાથે જોડાયલા કષ્ટનું વજન રહેતું નથી.

ઈલીઝાબેથે વિલાપ કર્યો પણ મનમાં કંઈ નઠારૂં આણ્યું નહીં; જે સુખથી એના અડધા મજલનાં કષ્ટ ઓછાં થયાં હતાં તેને માટે એણે ઈશ્વરનો ઉપકાર માન્યો, અને તે લઈ લેવાની ઈશ્વરની ઈચ્છા થઈ તેથી તેની સામે પોતાને ફરિયાદ કરવાનો હક હતો એમ એને લાગ્યું નહીં. સાથી તથા મનુષ્ય જાતની પ્રત્યેક સહાયતા વિનાની છતાં, એની હીમ્મતે એને હજી લગી આધાર આપ્યો, અને એના આત્માનું હારે નહીં એવું શૌર્ય નિરાશાથી પ્રવેશ ન કરી શકાય એમ હતું. એ બોલી ઉઠી "વ્હાલા પિતા, દયાળુ મા, ચિંતા રાખશો માં. જે કસોટી એની રાહ જોઈ રહી છે તેમાં તમારી છોકરી ફસવાની નથી." આ પ્રમાણે જાણે પોતાનાં માબાપ પોતાની અનાથ સ્થિતિ જોઈ શકતાં ન હોય એમ ઉત્તેજન આપતા શબ્દમાં એણે તેઓને વિનતિ કીધી, અને જ્યારે આટલું છતાં એના આત્માને છૂપો ભય થતો ત્યારે એ ફરીને તેઓનાં નામ દઈ બોલતી, અને એમ કરવામાં એની બીક જતી રહેતી. તરત ખશેડેલી જમીન આગળ માથું નમાવીને એ બોલી "હે પવિત્ર અને હમણાં સુખી જીવ! ત્યારે, મારાં વ્હાલાં માબાપ તેઓનો ઉપકાર બતાવી શકે, તેઓની પુત્રીના માયાળુ રક્ષણ કર્ત્તાને આશીર્વાદ દઈ શકે તેની પહેલાં તું હમારી પાસથી જતો રહ્યો.

જ્યારે રાત પડવા માંડી, દૃષ્ટિ મર્યાદામાં અંધારૂં થવા લાગ્યું, અને ઈલીઝાબેથને આ અંધકાર ભરેલી જગા છોડવાની જરૂર પાડી; ત્યારે પોતાની પાછળ કંઈ સ્મર્ણનું ચિન્હ મૂકી જવાને આતુર, એવી એણે એક અણીદાર પથ્થરનો કડકો ઊંચકી લીધો. અને ઘોરે ઉપરની ક્રૂસમાં આ શબ્દ લખ્યા "પ્રમાણિક મરણ પામે છે, અને તે કોઈ માણસના અંતઃકરણમાં અસર કરતું નથી" પછી બીચારા પાદરીની ઘોરને છેલ્લી વાર નમીને એણે સ્મશાન મૂક્યું. અને સારાપોલની ઉતારો કરવાની જગામાંના એકાંત ઓરડામાં શોકાતુર પાછી આવી જ્યાં એણે આગલી રાત ઉદાશીમાં કાઢી હતી.

બીજે દિવસે સવારે જ્યારે આગળ પ્રવાસ કરવાને એ તૈયાર થઇ ત્યારે ઉતારાના માલીકે એને થોડા પૈસા આપ્યા અને તેની સાથે એને ખાત્રી કરી આપી કે પાદરીની થેલીમાંથી એટલુંજ બચ્યું હતું. આ પૈસા જેને માટે એ એના રક્ષણકર્તાની આભારી હતી તે જાણે હમણાં જે

સ્વર્ગનો તે વાસી હતો ત્યાંથી ન મોકલ્યા હોય તેમ ઉપકાર અને માન સાથે ઈલીઝાબેથે લીધા. એ બોલી "હા, મારા સાથિ, મારા આધાર, તારૂં દયા દાન તારી પાછળ રહ્યું છે; અને તું મારી પાસેથી તેડાવી લેવાયો છતાં તારી તરફનો મને હજી આધાર મળે છે."

એકાંત માર્ગમાં પ્રવાસ કરતાં ઈલીઝાબેથની આંખમાંથી ઘણીવાર આંસુ વહ્યાં; પ્રત્યેક વસ્તુ એને પોતાના મુએલા મિત્રનું કલેશ પમાડતું સ્મરણ કરાવી આપતી: જો કોઇ ગામડીઓ અથવા પૂછપાછ કરતો પ્રવાસિ એના ભણી અમર્યાદાથી જોતો, અથવા એને કોઇ ઉદ્ધતાઇથી કાંઇ સવાલ કરતો તો જે પૂજ્ય રક્ષણ કર્તાએ એનું માન જાળવી રાખ્યું હતું તેની એને ભારે ખોટ લાગતી: જો થાકના ઉપદ્રવથી એને વાટની બાજુએ આરામ લેવાને બેસવાની જરૂર પડતી, તો કદાપિ ઘીસલાંવાળો અપમાન સાથે ના પાડે એમ બીનીને જતું ખાલી ઘીસલું એ ઉભું રખાવી શકતી નહીં; વળી એની પાસે બહુ જૂજ નાણું હતું, તેથી પોતાને અકસ્માત દયા દાન માગવાની જરૂર પડે એવો સમય દુર કરવાને તે એણે સંભાળથી જાળવી રાખ્યું, અને જરૂરીયાતની ચીજ સિવાય બીજી વધારાની વસ્તુનો ત્યાગ કીધો. આ પ્રમાણે પાદરીને લીધે એને જે જુદી જુદી રીતની થોડી સગવડ મળતી હતી તે બંધ થઇ ગઇ. આશ્રય લેવાને એ હમેશાં હલકામાં હલકું ઘર પ્રસન્ન કરી કાઢતી, અને ઘણાજ દુઃખ દાયક રહેઠાણ અને ખોરાકથી સંતોષ માની રહેતી.

આ રીતે ધીરે ધીરે પ્રવાસ કરતાં આસો મહિનાની શરૂઆત લગી એ કાસાન આવી પહોંચી નહીં. વાયવ્ય દિશાનો વાયુ કેટલાક દિવસ સૂધી સપાટાબંધ વાયાં કરવાને લીધે ઉલ્ગા નદી ઉપર બરફનો ઢગલો એકઠો થયો હતો, અને તેથી એ નદી ઉતરી જવું અસાધ્ય થયું હતું. થોડેક લગી હોડીમાં અને થોડેક લગી બરફના એક કડકાથી બીજા કડકા ઉપર પગે જવાથી માત્ર તે પાર થઇ શકે એમ હતું. જેઓને આ જોખમ ભરેલી નદી ખેડવાનો અભ્યાસ હતો તે હોડીવાળા પણ ભારે બદલા વિના (હોડી મૂકવાનું) માથે લેતા ન હતા; અને એ પ્રયત્નમાં તેઓની સાથે પોતાની જીંદગી જોખમમાં નાંખવાને કોઇ ઉતાર માણસ હિમ્મત ધરતું નહીં. ભય વિશે કાંઇ વિચાર કર્યા વગર ઈલીઝાબેથ તેઓની એક હોડીમાં બેસવા જતી હતી એટલામાં તેઓએ એને કઠોર

પણે તરછોડી કાઢી, અને કહ્યું કે, જ્યાંસુધી નદી કેવળ ઠરી જાય ત્યાંસુ-ધી એને પેલે પાર જવા દેવામાં આવશે નહીં. એ બીના બનતાં કેટલો આશરા પડતો વખત જશે તે વિશે એણે તપાસ કીધી. "ઓછામાં ઓછું એક પખવાડીયું" એ ઉત્તર મળવાથી એણે હાલ તરત નદી પાર કરવાનો ઠરાવ કીધો. ઘણાજ આતુર કાલાવાલાથી એણે કહ્યું કે "ઇશ્વરના નામમાં સમજાઇને હું તમને આ નદી પાર કરવામાં મને મદદ આપવાનું કહું છું. હું ટબોલસ્કની પેલીમેરથી આવી છું. અને મારો પિતા જે હમણાં સૈબીરીયામાં દેશવટો ભોગવે છે તેની તરફથી મહારાજાને વિનંતિ કરવાને હું પીટર્સબર્ગ જાઉં છું; અને મારો પાસે એટલા થોડા પૈસા છે કે જો મને એક પખવાડીયું કાસાનમાં રહે-વાની ફરજ પડશે તો આગળ મુસાફરી કરવાને મારી પાસે એક પૈસાની ખરચી પણ રહેશે નહીં."

આ અસરકારક વાણીથી હોડીવાળામાંના એકનું હૈયું પીગળ્યું, તેણે ઈલીઝાબેથનો હાથ ઝાલીને કહ્યું કે "આવ છોડી, તું ભલી દેખાય છે; હું તને નદી ઉપર લઇ જવાનું યત્ન કરીશ. ઇશ્વરનો ભય અને માબાપ ઉપરનો પ્રેમ તારાં પગલાં દોરવે છે, અને ઇશ્વર તારૂં રક્ષણ કરશે." પછી તેણે એને હોડીમાં લઇ લીધી અને અધી નદી સૂધી હંકારી ગયો. આગળ લેઇ જવાને અશક્ય હોવાથી એણે ઈલીઝાબેથને પોતાની પીઠ ઉપર લીધી; અને એક હલેસાંની મદદથી બરફના ઢગલા ઉપર વારા ફરતી ચાલી ચાલી અને કૂદી કૂદીને ઉવાહગાને પેલેપાર તે આવી પ-હોચ્યો; અને ત્યાં એને સહીસલામત મૂકી દીધી. પોતાનું આભારી અંતઃકરણ માની શકે એટલો ઈલીઝાબેથે તેનો ઘણોજ ઉપકાર માન્યો, અને પોતાની કોથળી જેમાં હમણાં માત્ર બે રૂબલ અને કેટલુંક હલકું નાણું હતું તે કાઢીને આ શ્રમના બદલામાં તેને જુજ પૈસા આપવા માં-ડ્યા. એની કોથળીમાંના પૈસા જોઇને હોડીવાળાએ કહ્યું કે "ગરીબ છોડી! અહીંથી તે પીટર્સબર્ગની મુસાફરીના ખરચોને સારૂં શું તારી પાસે આટલુંજ નાણું છે. ત્યારે એટલું નક્કી માન કે નિકલસ રેકા-લોફ જેનું નામ તે તારી પાસથી એક કોડી પણ લેવાનો નથી! અરે ના! એમ કરવા કરતાં તો તારી ખરચીમાં કાંઇ વધારો કરવાની મારી મરજી છે; તેથી મારૂં અને મારાં છ છોકરાંનું કલ્યાણ થશે." એમ કહી તેણે

એની તરફ એક સીક્કો ફેંક્યો અને હોડી આગળ જવા પાછું ફરતાં એનાં ભણી બોલ્યો કે "છોડી, ઇશ્વર તારૂં રક્ષણ કરો."

ઈલીઆબેથે તે નાનો પૈસો ઊંચકી લીધો, અને આંસુની ભરેલી આંખે તેના સામું જોઇને બોલી કે "હું તને મારા પિતાને (દેખાડવા) માટે રાખી મૂકીશ; તું એવી સાબિતી આપશે કે એની પ્રાર્થના સાંભળવામાં આવે છે, અને એની રક્ષા પ્રત્યેક ઠેકાણે મારી આશપાસ ફરી વળી છે."

મેઘમંડળ નિર્મળ અને આકાશ શાન્ત હતું; પણ ઉત્તરના વાયુની તિક્ષણ લહેરોને લીધે હવા થંડી થઇ હતી. ચાર માસ સૂધી લાગલાગટ ચાલ્યા પછી ઈલીઆબેથને થાક લાગવા માંડયો.' કોઇ મનુષ્યનું રહેઠાણ એની નજરે પડયું નહીં, અને એણે એક ટેકરીની તળેટી નીચે આશ્રય લીધો; તેની ખડકવાળી ટોચ બહાર નીકળી આવેલી હોવાથી એનું પવનની સામે રક્ષણ થયું. આ ટેકરી પાસે એક જાતનાં ઝાડનું એક મોટું જંગલ હતું. એ ઝાડ ઉવોલ્ગા નદીની, એશિઆખંડની બાજુ તરફ જોવામાં આવતાં નથી એ કેઇ જાતનાં ઝાડ હતાં તે વિશે ઈલીઆબેથને કંઇ ખબર ન હતી. અગર જો તેઓનાં કેટલાંક પાંદડાં ખરી પડયાં હતાં તો પણ તેઓની સુંદરતામાં કંઇ ઘટારો થયો ન હતો; અને તેઓ હજીએ આનંદ પમાડે તથા આશ્ચર્ય પમાડે એવાં હતાં; પરંતુ તેઓ સુંદર છતાં ઈલીઆબેથને યુરોપખંડની આ ઉત્પત્તિ જોઇને કાંઇ આનંદ થાય નહીં; તેઓને જોવાથી એની અને એના માબાપની વચ્ચે જે ભારે છેટું પડી ગયું હતુ તે સાફ એની નજરે આવતું. તેઓના કરતાં તો એને ફરજાતના ઝાડ વધારે પસંદ હતાં; જેઓ જે જગામાં એ ઉછેરેલી તે જગાને સુખાકારી કરતાં હતાં; જેની છાંયડી તળે એ એના બાળપણના દિવસમાં રમતી હતી અને તે વખતે કદાપિ એનાં વહાલાં માબાપ ત્યાં આરામ લેતાં હતાં.

આ વિચારથી એનાં નેત્ર વારે વારે ભરાઇ આવ્યાં; અને એ બોલી, "અરે! તેમને જોવાનું સુખ મને પાછું ક્યારે મળશે; અરે તેઓનો સાદ હું ક્યારે સાંભળીશ, તથા તેમની વહાલી સોડમાં ક્યારે ભરાઇશ!" બોલતાં એણે પોતાના હાથ આસમાન તરફ લાંબા કર્યા; જ્યાંની હવેલીઓ ઝાંખી ઝાંખી જણાઇ શકાતી હતી. અને તેઓથી ઊંચે ઊંચા ખડકોના શિખરપર પ્રૌઢ તથા ચિત્ર કાઢ્યા સરખો દેખાવ દેતો

તારતરીના ગામનો જૂનો કિલ્લો, આવી રહેલો હતો.

પ્રવાસમાં ઈલીઝાબેથની દૃષ્ટિએ ઘણીવાર એવી વસ્તુ પડતી હતી કે તે જોઈને, એના દયાળુ અંતઃકરણ ઉપર, જેટલું એને પોતાના દુઃખને માટે લાગતું હતું, તેટલીજ અસર થતી હતી. કેટલીક વેળા એકઠી બેડીઓ જડેલી એવા નિર્ભાગી એને મળતા, જેઓને નેરોક્રીન્સની ખાણમાં જન્મ પર્યંત કામ કરવાને અંગારાના ઉજ્જડ કિનારા ઉપર જઈ રહેવાની શિક્ષા થઈ હતી; કોઈ કોઈ વાર ચીનની સરહદ ઉપર શહેનશાના હૂકમથી બંધાતા નવા શહેરમાં વસ્તિ કરવાને સ્વદેશ છોડી આવેલા લોકનાં ટોળાં એ જોતી; તેમાં કોઈ ચાલતા હતા, અને કેટલાક જેમાં પશુ, મરઘાં, બતક વિગેરે ભુચર પક્ષી તથા સામન રાખેલો એવા ગાડામાં બેઠેલાં હતાં; જે અપ્રાધને માટે બીજે ઠેકાણે તેઓને દેહદંડ આપવામાં આવ્યો હોત તેને માટે જેઓને હલકી શિક્ષા થયલી એવા આ ગુન્હેગાર હોવા છતાં તેઓને જોઈને ઈલીઝાબેથના મનમાં દયા ઉપજ્યા વિના રહી નહીં. પરંતુ જ્યારે કોઈ કોઈ મોટા અમલદારને સોંપેલાં દેશ નિકાલ થએલાં માણસ જેનો ઉમદા ચહેરો જોઈને એને પોતાનો બાપ સાંભરી આવતો તે એની નજરે પડતાં, ત્યારે તેઓનું દુર્દૈવ જોઈને એનાથી આંસુ પાડ્યા વિના રહેવાતું નહીં; અને કોઈ વેળા તો સમાધાન કરતો દિલાસો જેથી દુઃખીનો દુઃખમાંથી ઘણી વેળા છુટકો થાય છે. તે આપવાના હેતુથી એ તેઓની પાસે માનપૂર્વક જતી. અરેરે! ઈલીઝાબેથના હાથમાં દયા બતાવવી એજ ઉપાય રહ્યો હતો; જેઓ એને મળતાં તેઓના મનનું એ દયાવડે સમાધાન કરતી, કેમ જે પોતાના ઉદર પોષણને માટે હવે એને દયાદાન ઉપર રહેવાનો વખત આવ્યો હતો, શાથી કે ઉવાલ્ડોમીરમાં આવ્યા પછી એને પોતાનો છેલ્લો રૂબલ વટાવવો પડ્યો. સારાપોલથી ઉવાલ્ડોમીર આવતાં એણે ત્રણ મહિના મુસાફરી કરી હતી; પણ રશીયન ગામડિયા જેઓ દુધ તથા રોટલીને માટે કદી પૈસા લેતા નથી તેઓની માયાળુ પરોણાગતને લીધે, એની થોડી ખરચી હજી આવી થાકી નહતી, પણ હમણાં સઘળું થઈ રહેવા માંડ્યું; (પગરખાં ફાટી જવાથી) એના પગ ખુલ્લા થઈ ગયા, અને ચીથરે ચીથરાં થઈ ગયલાં લુગડાંથી શરદીમાં એના શરીરનું રક્ષણ થતું નહીં. ભોંય બે ફુટ કરતાં વધારે બરફથી ઢંકાઈ ગઈ હતી; કેટલીક વેળા તો બરફ આકાશમાંથી પડતાં ઠરી જતો,

અને હીમના ભારે ઝાપટાં જેવું દેખાતું, અને તેમાંથી ધાર એટલી પાસે પાસે પડતી કે પૃથ્વી તેજ આકાશ સરખી રીતે દૃષ્ટિએ પડતાં નહીં. કેટલીક વેળા એવો મુસળધાર વરસાદ આવતો કે માર્ગમ ચલાય નહીં. અથવા એવા જુસ્સાબંધ પવન ઉઠતો કે તેમાંથી બચવાને ઈલીઝાબેથને બરફમાં ખાડો ખોદી રહેવું પડતું, અને સૈબીરિયાના રહેવાશીઓ કરે છે તેમ પાઇન જાતના ઝાડની છાલ કાઢી (એ કામ એ ચતુરાઈથી કરતી) પોતાનું માથું ઢાંકતી હતી.

ઘણા ઝપાટાબંધ વાયુ સાથે આમાનું વાવાઝોડું થયું તેથી બરફ ઊંચે ચઢી તેનાં દળદાર વાદળાં બંધાઈ ગયાં અને એટલો ભારે અંધકાર વ્યાપી રહ્યો કે રસ્તો ન સુજવાથી તથા ડગલે ડગલે ઠોકર વાગવાથી ઈલીઝાબેથને ઉભા રહેવાની જરૂર પડી જે વાવાઝોડું આશપાશની સઘળી વસ્તુને ઉડાવી ફેંકી દેતુ હતું તેના જુસ્સાની સામે ટકી રહેવા શક્તિમાન થવાને એણે એક ઊંચા ખડક તળે આશ્રય લીધો, અને તેને બની તેટલી મજબુતાઈથી વળગી રહી. જ્યારે એ નીચે માથે આ ભય ભરેલી સ્થિતિમાં હતી ત્યારે જે જગામાં એ હતી તેની પાછળથી એણે કોઇનો ગભરામણ ભરેલો સાદ સાંભળ્યો, અને તેણે એવી આશા આપી કે વધારે સારો આશ્રય મળી શકે એમ છે. મુસ્કેલાઈથી લથડતી લથડતી એ ખડકની આશપાશ ફરીને ગઈ. એક ઊંધું વળેલું ભાગી ગયલું ગાડું અને થોડે છેટે એક ઝુંપડું એના જોવામાં આવ્યું. તે ઝુંપડામાં પેસવાને એ દોડતી ગઈ; એક ઘરડી સ્ત્રીએ બારણું ઉઘાડ્યું અને એના દુર્દશા ભરેલા દેખાવથી આશ્ચર્ય પામીને બોલી કે "રાંક છોડી, તું ક્યાંથી આવે છે આ ભયાનક વાવાઝોડામાં આમ કેમ ભટકે છે!" આ સવાલનો જવાબ હમેશના ધારા પ્રમાણે ઈલીઝાબેથે આપ્યો; "હું ટબોલસ્કની પેલી મેરથી આવેલી છું અને મારા પિતાને માટે ક્ષમા મેળવવાને પીટર્સબર્ગ જાઉં છું." આ શબ્દ સાંભળીને એક પુરૂષ જે તે ઓરડાના ખૂણામાં ઉદાશ થઈ બેઠો હતો તેણે એકદમ પોતાના હાથ વચ્ચેથી માથું ઊંચું કીધું અને અચંબાના ડોળથી ઈલીઝાબેથ ભણી જોઇને બોલી ઉઠ્યો કે "આ વાવઝોડુંની રાતમાં, આવી દુઃખ ભરેલી દશામાં, અને એકલી, તારા પિતાને માટે ક્ષમા માગી લેવાને આટલે દૂર દેશથી તું આવે છે, એ શું અસંભવિત છે?—અરેરે! મારી રાંક છોડી પણ કદાપિ મારે માટે આટ-

લુંજ કરત પરંતુ દુષ્ટ લોકોએ મ્હારી અને તેની વચ્ચે વિયોગ પડાવ્યો અને મારા દુર્દૈવ વિષે તેને જાણ થવા ન દીધી; તેઆરા ઉપર દયા આણવાની વિનંતિ કરી શકતો નથી; ના, અરે હું ત્હને કદી પાછી જોનાર નથી. આ પિડાકારક વિચાર મ્હારો પ્રાણ લેશે. મ્હારી પુત્રીથી નિરંતર જુદો પડેલો એવા હું જીવી શકવાનો નથી. દુઃખી બાપ વળી બોલ્યો કે મારૂં શું થવાનું છે તે હું જાણું છું એટલે હવે એ વિષેની ખરેખર ખબર આપું: મેં તેના ઉપર એક પત્ર લખ્યો છે; પણ આ ગાડાંવાળા જે મારી છોકરીની હાલ રહેવાની જગા રૈગા શેહેરમાં જાયછે તે કંઈ (મહેનતનો) બદલો લીધાવિના એ કાંગળ સાચવીને લેઈ જવાનું માથે નહીં લે, અને મ્હારાથી તો ઘણુંજ જુજ આપી શકાય એમ પણ નથી; મ્હારી પાસે સમ ખાવાને નાણું નથી; જંગલી લોકોએ મ્હારી પાસે એક ફુટી બદામએ રહેવા દીધી નથી."

પોતાના ગજવામાં જે છેલ્લો હલકો સિક્કો રહ્યો હતો તે ઈલીઝાબેથે કાઢયો; અને એ જુજ વિસાત પેલા નિર્ભાગી દેશ નિકાલ થયલા પુરૂષને આપતાં ઘણું શરમાઈને બીતાં બીતાં પૂછયું કે એટલે નાણે થશે? એને સહાય કરવાને જે ઉદાર હાથ આગળ કરવામાં આવ્યો હતો તેને એણે ચુંબન કીધું અને ઉતાવળથી ગાડાંવાળા સાથે બંદોબસ્ત કરવાને એ ગયો. * * * * * *

પેલો ગાડીવાન એક રબલથી ખુશ થયો અને પત્ર પોતાના હવાલામાં લીધો. આ પ્રમાણે જાતે સંકોચ વેઠી ઉદારતા બતાવવાનું ફળ ઈલીઝાબેથના અંતઃકરણને યોગ્ય નિપજ્યું. એથી બાપનો પીડા કરતા વિચારમાંથી છૂટકો થયો અને છોકરીના ઘાયલ અંતઃકરણની વેદના ટાળવાને પત્ર રૂપી સમાધાની લેપ મોકલવામાં આવ્યો.

તોફાન નરમ પડયું એટલે આગળ મુસાફરી કરવા નિકળી પડવા પહેલાં, જે ડોશીએ એની માના જેવી સંભાળ લીધી હતી તથા એના ઉપર હેત રાખ્યું હતું તેને, ઈલીઝાબેથ ભેટી, અને પેલો દેશવટો દીધેલો પુરૂષ ન સાંભળે તેમ ધીમે સાદે બોલી કે "તમને આપવાને મારી પાસે કાંઇ રહ્યું નથી. તમારા માયાળુપણાના બદલામાં આપવાને મારા માબાપનો આશિર્વાદ માત્ર રહ્યો છે."—ડોશી મોટેથી બોલી ઉઠી "કેમ! રાંક છોડી, ત્યારે શું તેં તારી પાસે હતું તેટલું બધું આપી દીધું છે?" ઈલીઝાબેથ લ-

જવાઇ અને નીચું જોયું. પેલો પુરૂષ પોતાની બેઠક ઉપરથી ઝબકી ઉઠ્યો અને હાથ ઉંચા કરી ઈલીઝાબેથ આગળ ઘુંટણીએ પડી બોલ્યો "તું જે એક દેવદુત છો અને જેણે પોતાનું સઘળું મ્હને આપી દીધું તેને હું વાળી શકું એવો કાંઇ બદલો નથી!" એટલે ઈલીઝાબેથે મેજ ઉપર પાળી પડી હતી તે ઊંચકી લીધી અને પોતાના ચોટલામાંથી એક લટ કાપી આપી તેને કહ્યું કે "સાહેબ, તમે સૈબીરિયામાં જાઓ છો એટલે તમને ટબોલસ્કનો સુબો મળશે; હું તમારી પાસે માગી લઉં છું કે એને આ લટ આપી કહેજો કે "એક ઈલીઝાબેથે પોતાના માબાપ ઉપર મોકલી છે; તેઓની છોકરી હયાત છે એવી તેઓને જાણ થવા સારૂ કદાપિ તે નિશાનિ એ લઇ જવા દેશે." પુરૂષે ઉત્તર દીધો કે "તમારી મરજી મૂજબ કરવામાં આવશે," અને એ જંગલો જેનો હું રહેવાશી થવાનો છું તેમાં જો મને સ્વતંત્રતા મળશે તો હું તમારા માબાપનું રેહેઠાણ તેઓની છોકરીએ જે મારા ઉપર આજે પુન્યનું કામ કીધું છે તે કહેવા માટે ખોળી કાઢીશ.

પોતાના માબાપને દિલાસો મળશે એવી ઉમેદથી રાજગાદીની ભેટ જેટલો હર્ષ ઉપજાવી શકે, તેના કરતાં ઘણોજ વધારે હર્ષ ઈલીઝાબેથને થયો. ઉવોલ્ગા નદીને સામેપાર હોડીવાળાએ એને જે પૈસો આપ્યો હતો તે સિવાય એની પાસે બીજું કાંઇ રહ્યું ન હતું.(પણ) પોતે પૈસાદાર છે એવી એ કલ્પના કરી શકે કેમકે જે મ્હોટામાં મ્હોટું સુખ ધનથી મળી શકે, તે એને નશીબે થોડા સમય ઉપરજ આવી મળ્યું હતું; એણે પોતાના જાતિ પ્રાણીને સુખી કર્યાં હતાં; એક પિતાના નિરાશ થતા જીવમાં જીવ આણ્યો હતો; અને તેની અનાથ છોડીનાં ભારે ઉદાસિનાં આંસુ સમાધાની કરતા દિલાસાનાં આંસુ કરી દીધાં હતાં. એકજ પૈસો પરોપકારીપણાના હાથથી એવાં સુખ ઉપજાવે છે.

ઉવાલ્ડોમીરથી પોક્રોફ નામનાં ગામડાં લગીના રસ્તામાં ભીની નીચી ભોંય છે અને તેમાં વચ્ચે વચ્ચે ઓક, એલ્મ, આસ્પિન અને રાની એપલ, એ જાતનાં ઝાડનાં વિસ્તિર્ણ જંગલ આવેલાં છે. આ જુદી જુદી જાતનાં ઝાડ એકઠાં મળી ઉન્હાળામાં ઘણો સુંદર દેખાવ આપે છે. પણ (આસપાસની)વાટમાં લૂટફાટ કરતા ચોર લોકોને સંતાઈ રહેવાની જગા થઈ પડે છે. શિયાળામાં એ ઝાડનાં પાદડાં ખરી પડવાથી બરાબર સંતાઈ રહેવાય

એવું ન હોવાને લીધે ચોરનાં ટોળાંથી બારે ઉપદ્રવ થઈ શકતો નથી. એમ છતાં એ લોકોએ જે જે લૂટફાટ કરેલી તેની હકીકત પ્રવાસમાં ઈલીઝાબેથે વારે વારે સાંભળી હતી. જો એની પાસે ચોરાઈ જાય એવું કંઈ હત તો આ હકીકત એને ભયનું મૂળ થઈ પડત; પણ લોક પાસે માગી પેટનું રોજ પુરૂં કરવું પડતું એવી એને દરિદ્રતા એક જાતનો પરવાનો હતો; તે એનું ઢાલની પેઠે રક્ષણ કરતો હતો, અને આ જંગલોમાં થઈ નિર્ભયપણે જવાને તેણે એને શક્તિમાન કરી.

પોક્રોફથી થોડા ગાઉને છેટેનો ધોરી રસ્તો તોફાનથી ધસડાઈ ગયો હતો, અને માસ્કો લગીના મુસાફરોને ઉવોલ્ગા નદીમાં રેલ આવવાને લીધે ઠેકાણે ઠેકાણે પાણીનાં ખાબડાં થઈ રહેલાં એવી પોચી જગામાં ચક્કર ફરીને જવાની જરૂર પડતી હતી; આ ભીની જગા, હિમ પડવાથી, કઠણ તથા સુકી ભોંયના જેટલીજ નક્કર થઈ ગઈ હતી. ઈલીઝાબેથે, જે રસ્તો એને બતાવવામાં આવ્યો હતો તે રસ્તે જવાનું પ્રયત્ન કીધું, પણ જેમાં વાટની કંઈ એંધાણી નહીં એવા આ બરફવાળા મેદાન ઉપર એક તાસ કરતાં વધારે વાર ચાલ્યા પછી એ ભીની પોચી જગામાં આવી પડી, અને તેમાંથી નિકળવાને એણે ઘણીવાર સુધી ફોગટ ફાંફાં માર્યાં; છેક્ષે એને એક ન્હાની ટેકરી માલમ પડી અને તે ઉપર તે ચઢી. કાદવથી ગચકાબોળ થઈ ગયલી, તથા ચાલવાથી થાકી ગયલી એ એક શિલા ઉપર થાક ખાવા બેઠી, અને પોતાની મોજડી બંએરી ખરા મધ્યાન્હ ઉપર આ વેલાં સૂર્યના તડકામાં સુકવવા મૂકી. આ ટેકરીની ફરતી જગા કેવળ વેરાન માલમ પડી; મનુષ્ય જાતનાં રેહેઠાણનાં ચિન્હ દૃષ્ટિએ પડતાં ન હતાં; આસપાસ એકાંત વાસ તથા શાન્તિ વ્યાપી રહી હતી. ઈલીઝાબેથને માલમ પડ્યું કે તે આડે માર્ગે ગઈ હશેજ, અને તે આટલી બધી છાતીવાળી છતાં તેના આંઝા ગગળી ગયા; તે ઘણીજ ભયંકર સ્થિતિમાં હતી, પાછળ જોય છે તો જે ખાબોચીયાંવાળી જગા તેણે થોડાજ વખત ઉપર વટાવી દીધી તે હતી, અને આગળ જોય છે તો જેમાં કંઈ માર્ગ ઓળખી કાઢી શકાય નહીં, એવું અગાધ જંગલ હતું.

આખરે દિવસ આથમવા માંડ્યો; અને કેવળ થાકી ગયલી છતાં ઈલીઝાબેથને રાતે વિસામો લેવાની જગાની અથવા તે શોધી આપે એવા કોઈ દયાળુ માણસની ભાળ કાઢવાને આગળ ચાલવાની જરૂર પડી. એક

રસ્તેથી બીજે રસ્તે એમ તેણે આસપાસ ભટક્યાં કીધું તે મિથ્યા. તેની આશા પાછી તાજી થાય એવો કોઈ પદાર્થ નજરે પડયો નહીં, તેનો નરમ પડી ગએલો જુસ્સો પાછો સજીવન થાય એવો કંઈ અવાજ તેને કાને પડયો નહીં; આ વેળાએ મનુષ્ય જાતનો સ્વર સાંભળવાથી તેને મ્હોટામાં મ્હોટો હર્ષ થાય: એટલામાં કેટલાએક લોકનો સાદ એને કાને અથડાયો અને તત્ક્ષણ માણસનું ટોળું જંગલની ઝાડીમાંથી બ્હાર નિકળી આવ્યું. આશાથી ઉસ્કેરાઈને તે તેઓની તરફ ઉતાવળથી ગઈ, પણ તેઓ નજીક આવ્યા કે તેને હર્ષને બદલે પાછો ભય ઉત્પન્ન થયો; તેઓના જંગલી દેખાવ અને કરડા ચહેરાથી, થોડીવાર ઉપર એકાંત વાસના જે ભયમાં તે નિમગ્ન થઈ ગઈ હતી, તેના કરતાં પણ હમણાં તે વધારે નાહિમ્મત થઈ ગઈ. એ જંગાની પડોશમાં લૂટફાટ કરતા ચોરો વિષેની સઘળી વાત તેને તરતજ સાંભરી આવી અને તેને લાગ્યું કે, પોતાના રક્ષણને અર્થે ઈશ્વરની વિશેષ દૃષ્ટિ છે એ વિચારમાં પોતે કંઈક સમ વિસમપણું બતાવ્યું તેને લીધે ઈશ્વર તરફનો (શિક્ષાનો) ઠરાવ આવી પડવાનો હતો અને ઈશ્વરી ન્યાયને તાબે થવાને તે ઘુંટણીએ પડી ચોરનું ટોળું બ્હાર આવ્યું, તે ઈલીઝાબેથ આગળ ઉભું રહ્યું, અને વિસ્મય તથા નવાઈથી તેના ભણી જોઈ તે દૈવયોગે ત્યાં કયાંથી આવી પોહોંચી એ વિશે પુછ-પાછ કરવા માંડી. અકળામણમાં લોચા પડતે અવાજે અને નીચી નજરે ભયભિત થએલી ઈલીઝાબેથે ઉત્તર દીધો કે તે ટબોલસ્કની પેલી-મેરથી આવી છે અને પોતાના બાપને માટે મહારાજા પાસે ક્ષમા માગવા જાય છે. વળી તેણે કહ્યું કે ભુલી પડવાથી એ બીજવાળી જગામાં તે મહામુશીબતે મરતી મરતી બચી, અને રાતે ઉતારો કરવાની જગા શો-ધવા પોતાના અંગમાં પાછી શક્તિ આણવાને તેને ઘણીવાર વિસામો ખાવો પડયો હતો. તેના પુછપાછ કરનારા આશ્ચર્ય પામ્યા હોય એવા દેખાયા અને તેઓએ ફરીથી તે સવાલ નાંખવા માંડયા, અને આટલી લાંબી મુસાફરી કરવાને તેની પાસે કેટલા પૈસા હતા તે પુછ્યું. ઉવોલ્ગા નદી ઉપર હોડીવાળાએ જે પૈસો આપ્યો હતો તે ઈલીઝાબેથે કાઢી તેઓને બતાવ્યો. તેઓ બૂમ પાડી ઉઠયા "શું આટલુંજ છે!" તેણે ઉત્તર વાળ્યો "એટલુંજ!" માન્યા વિના ચાલેજ નહીં એવો આ નિષ્કપટનો ભરેલો ઉત્તર સાંભળીને પેલા ચોર અચંબો પામી એક બીજા સામું

જોઈ રહ્યા; પણ તેઓના મન ઉપર કંઈ અસર થઈ નહીં; તેઓનું હૈયું પીગળી ગયું નહીં; અઘોર પાપ કરવાની ઘણા વખતની ટેવ હોવાને લીધે તેઓનું હૈયું વજ્ર જેવું થઈ રહેવાથી તેઓના આત્મા ઉપર, ઈલીઝાબેથના આવા પ્રૌઢ શૌર્યના કામથી બીજા જેટલી અસર થઈ નહીં પણ એથી તેઓને અચંબો લાગ્યો. જે માનવાની જરૂર પડી હતી એમ તેઓને લાગ્યું તે તેઓ પોતાના મનમાં ઉતારી શક્યા નહીં, તથા ઈશ્વરના રક્ષણ તળેના પદાર્થને એક જાતના માનથી ડરીને તેઓ વિઘ્ન કરી શક્યા નહીં; અને આગળ ચાલતાં એક બીજાને કહ્યું "તેને છોડી દઇએ; કોઈ ઈશ્વરી શક્તિ તેની રક્ષા કરે છે."

ઈલીઝાબેથ ઉઠી અને તેઓની આગળથી જલદી જતી રહી. તે જંગલમાં ઘણે દૂર ગઈ નહીં તેની પહેલાં એક બીજાને ઓળંગતા ચાર રસ્તા તેની નજરે પડ્યા. એ રસ્તાથી બનેલા ખૂણામાંના એકમાં કુમારિકાને અર્પણ કરેલું ન્હાનું દેવળ હતું અને તે ઉપર ચોરસ સ્તંભ હતો તેની ચારે બાજુમાં જુદે જુદે રસ્તે જે જે શેહેરમાં જવાનું તેનાં નામ લખેલાં હતાં. સર્વ શક્તિમાન પ્રાણી જેણે એનું રક્ષણ કર્યું તેની આભાર યુક્ત સ્તુતિ કરવાને ઈલીઝાબેથ લાંબી થઈ પગે પડી. ચોરનું કહેવું કંઈ ખોટું ન હતું. કોઈ ઈશ્વરી શક્તિ તેની રક્ષા કરતી હતીજ.

આશા મળવાથી ઈલીઝાબેથમાં સઘળું જોમ પાછું આવ્યું; અને તે હમેશની ચંચળાઈની સાથે પૉક્રોફને રસ્તે નિકળી પડી તે તરતજ ઉવોલ્ગા નદી આગળ ફરીને આવી પોહોંચી. એ નદી આ ગામડાં આગળ ખૂણાને આકારે આવેલો છે અને એક મઠની દીવાલ સુધી એની છોળ જાય છે. ઈલીઝાબેથ વહેલી વહેલી આ માનવંતા છાપરા તળે આશ્રય માગવાને ગઈ. જે જે દુઃખ પોતાના ઉપર આવી પડ્યાં હતાં તેનું તેણે વર્ણન કીધું અને ત્યાં રહેતી મંડળીને પરોણાગતની પોતાને કેટલી બધી જરૂર હતી તે બતાવી આપ્યું. ત્યાંની સાધુ સ્ત્રીઓએ તેનો નિષ્કપટીપણે આવકાર કર્યો અને ઘણા હેત સાથે તેની સંભાળ લીધી. તેઓની કાળજી તથા માયાળુપણું જોઇને જે વ્હાલ પહેલાં પોતાની માની તરફથી મળતુ હતુ તેનું તેને સ્મરણ થયું. પોતાને માથે આવી પડેલાં જોખમનું, સાદાઈ તથા નમ્રતાથી ઈલીઝાબેથે જે વૃત્તાંત આપ્યું તે આખી મંડળીને ઉપદેશનું મૂળ થઈ પડ્યું: જે શૌર્ય ભરેલા આગ્રહે આટલાં

બધાં કષ્ટ ઉફ કિયા વગર ખમ્યાં હતાં, અને આટલી બધી ભારે કસોટીમાં પાછી પાની કરી ન હતી, તે જોઇને તેની ભક્તિમાન સાંભળનારીઓને જે આનંદ તથા આશ્ચર્ય લાગ્યાં તે બતાવવાને તેઓને(યોગ્ય)શબ્દ જડયા નહીં; તેઓના મઠને ઝાઝી આવક ન હતી તેથી એને પ્રવાસમાં ખરચીને સારૂ પૈસાની મદદ આપવા અશક્ત હોવા વિષે તેઓને બહુ ખેદ થયો: તે મઠને કંઈ મેહેસુલ કરી આપવામાં આવ્યું ન હોતું, અને તેઓનો સઘળો આધાર કોઈ આવતું જતું કંઈ દયા લાવી દાન કરી જાય તે ઉપર હતો. એમ છતાં તેઓ પોતાના પરોણાને ચીંથરે ચીંથરાં થઈ ગએલા પહેરવેશમાં અને લગભગ ઉઘાડે પગે જવા દેઈ શક્યાં નહીં: એને સારાં લુગડાં કરી આપવાને તેઓમાંના પ્રત્યેક જણે પોતાના લુગડાંમાંથી થોડું થોડું કપડું કાઢી આપ્યું. ઈલીઝાબેથે તે લેવાની ના તો પાડી શાથી જે એની ઉદાર, ભલું કરનારી, પોતાના દેહને અવશ્યની વસ્તુ વિનાની થઈ: પણ તેઓએ મઠની ભીંત ભણી આંગળી કરીને કહ્યું કે "બેન, અમારે તો અહીં આશ્રયનો ઠામ છે પણ તારે તો કંઈ નથી; જે થોડું અમારી પાસે છે તેના થોડા ભાગની તું ધણી છે કેમકે તું અમારા કરતાં વધારે રાંક છે."

આખરે ઈલીઝાબેથ માસ્કોને છેલ્લે મુકામે જવા નિકળી. આ મ્હોટી રાજધાની તરફ જતાં ગાડી, ઘોડાં, ગાડાં, અને સઘળા વર્ગના, તથા સઘળી વયનાં લોકોના બ્હોળા જમાવથી જે બેહદ ઘોંઘાટ થઈ રહ્યો હતો તે જોઇને એ આશ્ચર્ય પામી; જેમ જેમ એ આગળ ગઈ તેમ તેમ ટોળું વધતુ જતુ દેખાયું. જે ગામડામાં એ મુકામ કરવા રહી ત્યાંનાં બધાં ઘર પરદેશીઓથી માતાં ન હતાં અને ઘણીજ સંકડાસવાળાં રહેઠાણને માટે પણ તેઓ એટલા બધા પૈસા આપતા હતા કે અનાથ ઈલીઝાબેથ અતિ દુર્દશા ભરેલું રહેઠાણ મહા મુશીબતે મેળવી શકી. દયાના તિરસ્કાર ભરેલા હાથથી એને કંઈ વાયડું પાતળું અન્ન મળ્યું, અને પડતો બરફ ભાગ્યેજ ઝીલી લેતુ એવા દુઃખદાયક છાપરા તળે આશ્રય મળ્યો તે જોઇને એની આંખમાંથી આંસુ પડ્યા વિના રહ્યાં નહીં. પોતે દુઃખ વેઠે છે તેથી ઈશ્વરની પોતાના પર દયા-દૃષ્ટિ હતી અને તેનો બદલો પોતાના માબાપને પાછું સુખ મેળવવાનો હતો તે એ ભુલી ગઈ નહીં. તેમજ એ ફુલાઈ પણ ન ગઈ; કેમ જે એ એટલી બધી નિષ્કપટી હતી

કે તેઓની સેવામાં પોતાની જાતને શ્રમ આપવો એમાં પોતાના ધર્મ કરતાં એ વધારે કરતી હતી એમ તો એને લાગ્યુંજ નહીં અને એ એટલી બધી હેતાળ હતી કે તેઓને માટે કષ્ટ ખમવામાં એને એક પ્રકારનો છૂપો સંતોષ થયા વિના રહેજ નહીં.

પાસેનાં સઘળાં ગામડાંમાંના ઘંટ વાગી રહ્યા હતા અને ચારે દિશાએથી અલેકઝન્ડરનું નામ હર્ષ તથા જય જયકારની સાથે ગાજી રહ્યું હતું. માસ્કોમાં ફૂટતી તોપના ધડાકાથી ઈલીઝાબેથ ઘણો ભય પામી, શાથી જે આવો ભયંકર અવાજ એણે એના બાપ જન્મારામાં પહેલાં કોઈ વેળા સાંભળ્યો ન હતો. રસ્તામાં એક ભાગી ગયલી ગાડીની આસપાસ એણે સારા પોશાકવાળા લોકનું ટોળું જોયું અને તેને બ્હીતાં બ્હીતાં તે અવાજનું કારણ પૂછ્યું. લોકે જવાબ દીધો "બેશક, શહેનશાહ માસ્કોમાં પેઠો,"-અચંબો પામી ઈલીઝાબેથ બોલી "કેમ, ત્યારે શહેનશાહ શું પીટર્સબર્ગમાં નથી?" એના અજ્ઞાન વિષે દયા તથા તિરસ્કાર આણીને તેઓએ આંખ ચઢાવી જવાબ આપ્યો કે "શા માટે, શું તમને ખબર ન હતી કે શહેનશાહ અલેકઝન્ડર રાજ્યાભિષેકને માટે માસ્કો આવતો હતો?" ઈલીઝાબેથે હર્ષમાં પોતાના હાથ એકઠા કર્યાઃ ઈશ્વરે પાછી એના ઉપર વિશેષ કૃપા કીધી. જે શહેનશાહ ઉપર એનાં માબાપનું દૈવ આધાર રાખતું હતું, તેને એ મળે એટલા સારૂ સર્વ શક્તિમાને મોકલ્યો, અને નિર્માણ કીધું જે એણે એવે સર્વેને હર્ષને સમયે આવી પોંહોચવું કે જ્યારે રાજાઓનું અંતઃકરણ ન્યાયની આજ્ઞાથી પણ પાછું હઠીને દયા ભણી વળે છે.

પોતાનું ઘર, જેની અને પોતાની વચ્ચે આટલું બધું અંતર પડી ગયું હતું, તેની દિશા ભણી પાછું જોઇને એ બોલી "અરે મારાં માબાપ, આનંદ દાયક આશાથી શું મારી એકલીનુંજ અંતઃકરણ આનંદ પામવું જોઇએ? અને તમારૂં છોકરૂં સુખી છતાં એની (ખરી) અવસ્થાની જાણ ન હોવાને લીધે શું તમારે શોકજ કરવો?"

ઈ○ સ○ ૧૮૦૧ ના માર્ચ મહિનામાં ઈલીઝાબેથે મસ્કોવીની વિસ્તિર્ણ રાજધાનીમાં પ્રવેશ કીધો અને એવો વિચાર આણ્યો કે હવે પોતાના શ્રમનો અંત આવ્યો, પણ એમ ન ધાર્યું કે હજીએ કોઈ આપત્તિ આવી પડશે. શેહેરમાં જતાં રસ્તામાં મોટી બાદશાહી દબદબાથી સણગારેલી ઇમારતો જોઇને એને ઘણી અજાએબી લાગી, પણ તેમાં વચ્ચે વચ્ચે,

ભાગી તુટી દશામાં નળીયાં વગરના છાપરાંવાળાં તથા પડી ગએલા જરૂ-ખાવાળાં સખ્ત હવાની સામે રક્ષણ કરી ન શકે એવાં ઘર હતાં. માસ્કોના મોહોલ્લા તથા શેરીમાં આ સમયે લોકની એટલી બધી મેદની મળી રહી હતી કે (ઉપરથી થાળી ફેંકી હોય તો અધર ચાલી જાય) તેથી તેમાં થઈ આગળ જવાની ઈલીઝાબેથને બહુ હરકત પડી. થોડા કાળ પછી જેમાં સુંદર તથા પુષ્કળ રોપા રોપેલા એવા મેદાનમાં તે આવી પોહોંચી. અને તેના મનમાં એમ લાગવા માંડ્યું કે તે પાછી ગામડામાં હતી; બર્ચ જાતનાં ઝાડ જેઓ પ્રશીયાના લીન્ડન નામનાં વૃક્ષને મળતાં આવે છે તેઓ હારોહાર આવી રહેવાને લીધે થયલી મોટી કુંજ ઘટામાં તે વિસામો લેવા ઉભી રહી. આ ઘટામાં સારા પહેરવેશ પહેરેલા એવા લોકનો ભારે જમાવ થયો હતો અને સઘળા (શાહેનશાહના) રાજ્યાભિષેક વિશે તડાકા મારી રહ્યા હતા; ગાડી ઘોડાની લંગાર ને લંગાર આગળ પાછળ જા આવ કરી રહી હતી તેનો એકઠો ઘોંઘાટ થવાથી બુંધુ પડે નહીં એવો શોર થઈ રહ્યો હતો; દેવળના મ્હોટા ઘંટ જાથુ વાગી રહ્યા હતા તેને શેહેરના સઘળા ભાગમાંના દેવળના ઘંટ જાણે જવાબ આપી રહ્યા હોય એમ જણાતું હતું; નિયમસર અંતરે ફુટતી તોપના ધડાકા આ શેહેરની અદ્ભુત ધામધુમમાં ઢંકાઈ જતા હતા અને ભાગ્યેજ પારખી શકાતા. જેમ જેમ ઈલીઝાબેથ ક્રિમીલાઈન્સ નામના ચોક પાસે આવવા લાગી તેમ તેમ ડગલે ડગલે ભીડ વધતી જણાઈ: આ જગામાં જે મોટાં તાપણાં સળગી રહ્યાં હતાં તેમાંના એકની નજીક તે બ્હીતી બ્હીતી ગઈ અને ત્યાં એક ખૂણામાં જઈ બેઠી; ટાઢ, થાક, અને ભુખે તે અધમુઈ જેવી થઈ ગઈ હતી અને સ્હવારની હર્ષકારક આશાને ઠેકાણે દિલગીરીએ મુકામ કર્યો. માસ્કોના અસંખ્ય મોહોલ્લામાં તે રવડી પણ મ્હોટાં ભભકદાર ઘરમાંથી તેને કોઈએ આશ્રય આપ્યો નહીં: તે જુદી જુદી જાતની પ્રજાના અને વર્ગના લોકને સામી મળી પણ તેમાં કોઈ તેનો મિત્ર અથવા રક્ષણ કરનાર નિકળી આવ્યો નહીં; તેમાંના કેટલાએક પોતાના ઘરભણીનો રસ્તો પૂછવા છતાં ભુલા પડવાથી બેચ્હેન દેખાતા હતા: એઓના ભાગ્યની પણ તેને કેટલી અદેખાઈ આવી! તે બોલી "શોધી કાઢવાનું તો શોધી કાઢવાનું પણ ઘર હોય એ કેવું સુખ; હું જેને સમખાવા ઘર નથી તે કદી રસ્તો ભુલી શકતી નથી, કેમકે મ્હને આશ્રય આપવાની પ્રત્યેક ઠેકાણેથી ના પાડેછે."

હવે રાત્રિનો સમય જલદીથી આવવા માંડયો અને ટાઢ તો દુશ્મન થઇને લાગી હતી. નિરાશ થઇ ગએલી ઈલીઝાબેથે આખા દિવસમાં એક કોળીઆનો પણ આધાર કર્યો ન હતો; અને ભૂખ તથા નિર્દય ટાઢને લીધે તેના પેટમાં કોયલી પડવા આવી હતી. કોઇના મ્હો ઉપર દયા તથા પરોપકારપણાનો ભાસ દેખાયછે કે તેને વિનંતિ કરવાની પોતાની હામ ચાલે એમ જોવાને નજીક આવતા જતા માણસના ચ્હેરા તેણે તપાસ્યાં કીધા; પરંતુ એ ટોળામાં તે જે જે માણસને આટલી આતુરતાથી જોતી હતી તેમાંના એકને પણ તેની ગરજ ન હતી તેથી દુઃખને લીધે તેના ઉતરી ગયલા મ્હો ઉપર દયા લાવવાની કોઇને કંઈ કાળજી ન હતી. છેવટે ઘણાંજ ગરીબ ઘરમાંના એક ઘરને બારણે તે આવી અને ત્યાં હિમ્મત ચલાવી પોતાને ઉતારો આપવાની આજીજી કરી; પણ ત્યાંથી તેને તિરસ્કારની સાથે કાઢી મૂકવામાં આવી. આ ઉત્સાહના સમયમાં પૈસો મેળવવાની આશાથી સઘળાં અંતઃકરણ દુઃખિનો પ્રાર્થના ભણી નિર્દય થઈ ગયાં હતાં અને તેથી દયાદાન થતું નહીં; દ્રવ્યનો વધારો કરવાની વખતે મનુષ્ય જાતમાં જેટલું ઉદારપણું થોડું હોય છે તેટલું બાજી કોઇ વેળાએ હોતું નથી.

ક્રિમીલાઇસના ચોકમાં તાપણા આગળ એકાંત સૂવાને ઈલીઝાબેથ પાછી આવી. એનું હૈયું એટલું તો ભરાઈ આવ્યું હતું કે એના કંગાળ અવસ્થા ઉપર દયા આણી એક વૃદ્ધ સ્ત્રીએ એને જે રોટલીનો કડકો આપ્યો હતો તે ખાવાની પણ એનામાં ગતિ રહી નહીં. હવે આ પહેલીજ વખતે એ એટલી દુઃખને અંતે ઉતરી કે એને કોઇ અકસ્માત આવતા જતા માણસ પાસે ભીખ માગવાની જરૂર પડી; તે દરકાર વિના આપે અથવા કદાપિ તિરસ્કાર કરી નાખે પાડે. જે ક્ષણે એણે આ છેલ્લો ઉપાય અજમાવી જોવાનો ઠરાવ કીધો તે ક્ષણે એનામાં ઊંચા પ્રકારના અભિમાનનો વિચાર આવ્યો અને તેથી જે હાથ એ આગળ ધરવા જતો હતો તે પાછો હઠ્યો; પણ ટાઢનો તો આડો આંક વળ્યો હતો; જો એ આખી રાત ખુલ્લી હવામાં કાઢે તો એની જીંદગાનીને જોખમ લાગે અને એ જીંદગાનીની વ્યવસ્થા કરવાનો પોતાને હક છે એમ એના ધારવામાં હતું નહીં. આ વિચારથી એનો જુસ્સો નરમ પડયો. એક હાથે પોતાની આંખ ઢાંકી બીજે હાથ વટેમાર્ગુ ભણી આગળ ધરી એ બોલી કે "જે

દેવને તમે માનપૂર્વક પૂજોછો, જે શક્તિનુ ચિંતન કરો છો, તેના નામમાં મને આજની રાત રહેવા જગા મળે એટલા સારૂ કંઇ ખરચી આપો." જે પુરૂષને એ વિનંતિ કરતી હતી તેણે તાપણાના અજવાળા વડે એને જોઇ અને વિસ્મય પામી બોલ્યો "તરૂણ છોડી, તું આડે રસ્તે ચાલેછે; શું તું મહેનત મજુરી કરી શકે એવી નથી? તારી વયે ગુજરાન ચલાવવું એતો સહેજછે, તને ઈશ્વર સહાય કરો તો કરો? હું ભિખારીઓને કદી ઉત્તેજન આપતો નથી." આટલું કહી તે ચાલ્યો ગયો.

જાણે કોઈ મિત્રની ભાળ કાઢતી હોય એમ નિર્ભાગી ઈલીઝાબેથે આકાશ ભણી ઊંચી નજર કરીઃ તે આશાથી ઉશ્કેરાઇ અને તેની ડૂબતી હિમ્મત પાછી તાજી થઈ. ફરાને તેણે આવતા જતા લોકને દયા ઉપજાવવા કાલાવાલા કરવા માંડ્યા. તેમાં કોઈએ તો એ ઉપર લક્ષજ આપ્યો નહિ, અને કોઈએ એટલું જુજ આપ્યું કે પોતાને જરૂરની વસ્તુને વાસ્તે થઇ રહે એટલા પૈસા તે એકઠા કરી શકી નહીં. આખરે જ્યારે ઘણી રાત જવાથી લોકોનાં ટોળાં વિખેરાઈ ગયાં અને તાપણું હોલવાઈ જવા આવ્યું ત્યારે શહેનશાહની હજુરમાં રહેનારા સિપાઇઓ એ, રોન ફરતાં, ઈલીઝાબેથને જોઈ અને તેને તોછડાઇથી આવે વખતે તે જગામાં રહેવાનું કારણ પૂછ્યું. આ સિપાઇઓના વિકરાળ દેખાવ તથા તેઓની કૂર રીત ભાત જોઇને તે ભયની મારી કેવળ ગભરાઇ ગઈ અને મ્હોમાંથી એકે અક્ષર પણ કાઢી શકી નહીં, પણ તેની આંખમાંથી એકદમ ચોધાર આંસુ નીકળી પડ્યાં. તેને રડતી જોઇ સિપાઇઓના મન ઉપર કાંઈ અસર થઇ નહીં. એઓ તેની પાસે એકઠા થયા અને તેની જોડે પરિચય હોય એમ અસભ્યપણે તેને ફરી સવાલ પૂછવા માંડ્યો. આખરે, જવાબ દેવા પૂરતી ધીરજ પાછી આણીને ધ્રૂજતી છોડીએ ડસકાંથી તૂટતે અવાજે કહ્યું કે તે ટબોલસ્કની પેલીમેરથી પોતાના પિતાને સારૂ મહારાજાને વિનંતિ કરવા આવી છે. વળી તે બોલી "મ્હે આખી મુસાફરી પગે કરી છે, અને પાસે પૈસા ન હોવાને લીધે મને આજની રાત રહેવા જગા મળે એમ નથી". આ શબ્દ સાંભળી, એની વાત જુઠી છે એમ કહી, સિપાઈઓ ખડખડ હસી પડ્યા. કદી લાગેલો નહીં એટલો તેને ભય લાગ્યો અને તેણે નાશી જવાનો યત્ન કીધો, પણ તેઓ એમ કરવા નજ દે અને ઈલીઝાબેથને ઉદ્ધતાઇથી પકડી લીધી.

ભય અને નિરાશા ભરેલા શબ્દમાં તે બુમ પાડી ઉઠી "અરે, મારા પ્રભુ! ઓ, મારા પિતા, શું તમે મારી વ્હારે નહીં ચઢો!" આ સમયે કેટલાક લોક જેઓ ટોળું વળી એકઠા ઉભા હતા તેઓ શ્હોરબકોરે સાંભળી સિપાઇઓની ક્રુરતા ઉપર ક્રોધ ચડાવી બડબડવા મંડ્યા. કાલાવાલા કરતી હોય એમ ઈલીઝાબેથે તેઓના બણી હાથ લાંબા કર્યા અને બોલી "હું ઈશ્વર સમક્ષ પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે મેં સત્ય સિવાય બીજું કંઈ ભાષણ કર્યું નથી. મ્હારા પિતાને વાસ્તે ક્ષમા માગવાને હું ટબોલસ્કની પેલી તરફથી આવું છું. મને બચાવો, અરે મને બચાવો; જ્યાં લગી હું તે મેળવું ત્યાં લગી તો મારો પ્રાણ જવા ન દો." આ અસરકારક વિનંતિથી, તેનું બોલવું સાંભળનારાઓનું હૈયું પીગળી ગયું. કેટલાએક તેનું રક્ષણ કરવા આગળ ધસી આવ્યા; અને તેમાંના એક જણે સિપાઇઓને કહ્યું, "આ ચોકમાં 'સેઇન્ટબેસીલ' ના નામથી ઓળખાતી મારી ઉતારો આપવાની જગા છે; એ તરૂણ છોડીને મારી સાથે આવવા દો, મને એનું કહેવું ખરૂં લાગે છે અને હું એને ઉતારો આપીશ." સિપાઇઓ, જેમા ઉપર એનું અત્યંત દુઃખ જોઇને જરા અસર થવા માંડી હતી તેઓએ આ વાત કબુલ કીધી અને ત્યાંથી જતા રહ્યા.

આભારી ઈલીઝાબેથ એના રક્ષણ કરનારને ધુટણીએ બાઝી પડી; તેણે એને હેતથી ઉચકી લીધી, અને પાછળ પાછળ આવવાનું કહી, પોતાનું ઘર જે જરા છેટે હતું તે રસ્તે ચાલ્યો. તેણે એને કહ્યું. "તમને રહેવા આપવા મારા ઘરમાં એક પણ ઓરડો ખાલી નથી; તથાપિ મ્હારી સ્ત્રી તમને તેના ઓરડામાં એક રાત રહેવા દેશે; તે હેતાળ અને દયાળુ છે, અને આટલી જુજ અવધડ તમારે માટે તે ખુશીની સાથે વેઠશે." ધ્રુજતી અને ગભરાતી ઈલીઝાબેથ તેની પાછળ મુગે મ્હોએ ચાલી. તે (પોતાના) ઘરની ચાલના ન્હાના ઓરડા આગળ લઇ ગયો, જ્યાં એક તરૂણ સ્ત્રી પોતાના હાથમાં બાળક લઇને સગડી આગળ બેઠી હતી. તેઓને અંદર આવતાં જોઇને તે ઉભી થઇ. તેના ધણીએ, પોતાની જોડે આવનારનો જે ભય ભરેલી સ્થિતિમાંથી છુટકો કીધો હતો તેનું તરતજ વર્ણન કીધું; વળી બોલ્યો કે અનાથ પરદેશીને પોતાની સ્ત્રીના નામથી એક રાત પરોણા ચાકરી કરવાનું એણે કહ્યું હતું. પેલી

તરૂણ સ્ત્રીએ એ વાત હર્ષથી માન્ય કરી અને ઈલીઝાબેથને હાથેથી ઝાલી ઉત્તેજન આપતી હોય એમ હસતાં હસતાં કહ્યું કે, "સ્વસ્થ થાઓ અમે તમારી સારી પેઠે સંભાળ લઈશું, પણ અત્યાર પછી આટલી રાત સુધી બહાર ન રહેવા વિષે બહુ કાળજી રાખજો: આના જેવા મ્હોટા શહેરમાં અને તમારા જેટલા વયમાં મોડી રાતે મોહોલ્લામાં માલમ પડવું એ ઘણુંજ જોખમ ભરેલું છે." ઈલીઝાબેથે ઉત્તર આપ્યો કે એને આશ્રય મળે એવી કોઈ જગા નહોતી; હરેક બારણું એની સામે બંધ કરવામાં આવ્યું હતું. એણે પોતાની દરિદ્રતા શરમ વિના કબુલ કીધી અને જે દુઃખ એણે આટલી બધી બહાદુરીથી ખમ્યાં હતાં તેનું અભિમાન જણાવ્યા વગર સઘળી હકીકત કહી. એને ઉતારો આપનારાં તે સાંભળીને બહુ રડયાં; ધણી ધણીઆણી બેમાંથી એકેને એની સચ્ચાઈ વિષે શક આણવાનો વિચાર પણ આવ્યો નહીં; એની વાતથી મન ઉપર જે અસર થતી તે સાબિત કરી આપતી હતી કે તે ખરી છે. મંડળિના જે વર્ગમાં તેઓ હતાં તે બહારથી ઘણી સારી લાગે એવી વાત સહેલી રીતે માને એવા નહતો; એ મનમાં ઉતારવાની તેઓની ગુંજાસ નથી પણ સત્યતા તેની પૂર્ણ નિર્મળ અવસ્થામાં તેઓના આત્મા ઉપર પોતાનો અખંડ દાવો રાખે છે.

એનું વર્ણન પૂરૂં થયું એટલે જેકિવસરોસી (ઉતારો આપનારનું નામ આ હતું) એ કહ્યું કે "આ શહેરમાં મ્હારૂં ઝાઝું ચલણ નથી પણ એ જેટલું હું મ્હારે કામે લગાડી શકું તેટલુંજ તમારે સારૂ વાપરીશ." આ વાત પોતાને ગમતી હોય એમ તેની સ્ત્રીએ તેનો હાથ દાબ્યો; અને શહેનશાહની આગળ લઈ જાય એવું કોઈ એનું ઓળખીતુ હતુ કે નહીં એમ ઈલીઝાબેથને પૂછ્યું. તે કંઈ જવાબદારીમાં આવી પડે એવી બ્હીકથી તરૂણ સ્મોલોફનું નામ ન દેવાની મરજી હોવાને લીધે, એણે ઉત્તર દીધો કે "ના;" વળી તે લીવોનીઆમાં હતો તેથી તેના તરફની કંઈ વાસ્તવિક સહાય મળી શકે એવી આશા રખાય નહીં. જેકિવસરોસીની સ્ત્રીએ જવાબ આપ્યો કે "કંઈ ચિંતા નહીં આપણા મહાન્ રાજાને મ્હોટામાં મ્હોટી ભલામણ દુઃખમાં આવી પડેલો સદ્ગુણ એજ છે, અને તે તમારી પક્ષમાં પુરાવો આપશે." એટલામાં જેકિવસરોસી બોલ્યો, "કાલે 'એસમ્પશન' નામના દેવળમાં શહેનશાહ અલેકઝાન્ડરનો રાજ્યાભિષેક થવાનો

છે; એ ત્યાં આવે તે વખતે તમારે એને રસ્તામાં મળવું અને પગે પડી તમારા પિતાને થયલી શિક્ષા પાછી ફેરવવાની વિનંતિ કરવી. હું તમારી જોડે આવી તમને ઉત્તેજન આપીશ." અત્યંત આભારિ થઈ હોય એવું મ્હો રાખી, હાથ એકઠા કરીને ઈલીઝાબેથ બોલી ઉઠી કે "અરે મારા ઉદાર ભલું કરનાર! ઈશ્વર તમારૂં દયાળુપણું જુએ છે, અને તમે મ્હને શેહેનશાહ આગળ લેઈ જશો તથા ઉત્તેજન આપશો તેને માટે મ્હારાં માબાપ તમને આશીર્વાદ દેશે;—કદાપિ તમે મને સુણો.—અરે મનુષ્ય જાત ભોગવી શકે તેમાં મ્હોટામાં મ્હોટી સુખી અવસ્થામાં પ્રત્યક્ષ જોશો. મ્હારા પિતાના લાભમાં ક્ષમા મેળવવાનું, એ ખુશ ખબર તેને તથા મ્હારી માને કહેવાનું, અને તેઓને આનંદમાં જોવાનું, જો મ્હારા કર્મમાં લખ્યું હોય"—

એનાથી કંઈ વધારે બોલાયું નહીં; આવા સુખનો ઉપલક વિચાર કરવાથીજ એને એવી આશા રહી નહીં કે તે સુખ ખરેખર ભોગવાશે. એ એમ ન માની શકી કે પોતાની યોગ્યતા તેની માત્ર આશા કરી શકે એવી પણ હતી.

એમ છતાં એની પરોણા ચાકરી કરનારાંએ અલેક્ઝાન્ડરની દયાનાં જે વખાણ કીધાં, જે સચ્ચાઈ ઉપર એ વખાણનો પાયો હતો તેની સાબિતીમાં જે જુદી જુદી વાતો લોકમાં ચાલી રહી હતી તથા તેઓની કહેવાની જે લઢણથી તે દયાના કામનું મૂલ વધતું જણાતું હતું, તેથી એને પાછું ઉત્તેજન મળયું. ઈલીઝાબેથે તેઓનું બોલવું આતુરતાથી સાંભળયું; તે ફરી ફરી સાંભળવા એણે આખી રાત પણ ખુશીથી ( ઉજાગરામાં ) કાઢી હોત; પરંતુ ઘણી રાત ગઈ હતી તેથી એના માયાળુ ઉતારો આપનારે એને જરા આરામ લેવાનું કહ્યું, જેથી આવતા દિવસનો શ્રમ ખમવાને એ શક્તિમાન થાય. જેકિવસરોસી ઘરના ઉપલા ભાગમાં એક કાતરીયું હતું તેમાં સૂવા ગયો અને તેની સ્ત્રીએ ઈલીઝાબેથને પોતાના ઓરડામાં સૂવાડી.

એના મનમાં સંતાપ થઈ રહ્યો હતો તેથી એને ઉંઘ આવતાં ઘણીવાર લાગી: તથાપિ પોતાને માથે આવી પડેલાં કષ્ટને સારૂ પણ એણે ઇશ્વરનો આભાર માન્યો હતો કેમકે તે ઘણાં અને ભારે હોવાથી જે ઉદાર સહાયતાનો એણે અનુભવ લીધો તેની કદર વધારે સારી રીતે જાણવામાં આવી: એણે વિચાર્યું કે "જો હું થોડી દુઃખી હોત તો જેકિવ-

સરોસીને કદાપિ મ્હારા ઉપર દયા આવી ન હોત.''

છેવટે, જ્યારે એ નિદ્રાને વશ થઈ ત્યારે એની આગળ સુખનાં સ્વપ્નાં જુદા જુદા રૂપમાં ઉડયાં કીધાં. કોઈવાર એને કલ્પના એ હર્ષથી ખીલી નીકળેલાં મ્હો સાથે એનાં માબાપને બતાવ્યાં; કોઈવાર પોતાની વીનંતિ માન્ય કરતો હોય એવો શહેનશાહનો અવાજ કલ્પનામાં એને કાને પડયો અને કોઈવાર એને બીજા આકાર માલમ પડયા પણ તે કંઈ ઠેકાણા વગરના તથા સાફ માલમ ન પડે એવા હતા; એક જાતના ધૂમસમાંથી જાણે તે એની નજરે પડતા ન હોય એમ દેખાયું, અને તે આકારનો પત્તો એટલોજ રહી ગયો હતો કે એના અંતઃકરણ ઉપર (એટલે એની સ્મર્ણશક્તિમાં) તેની ઝાંખી છાયા રહી હતી.

જે આનંદકારક દિવસે મહારાજા અલેકઝાન્ડરના રાજ્યાભિષેકની ક્રિયા થવાની હતી, તેનું, તોપના બ્હારથી, પડઘમના નાદથી, અને લોકોના ઉમંગ ભરેલા હર્ષના પોકારથી વહાણું વાયું એમ માલમ પડતાંજ પોતાનાં માંયાળુ પરોણા ચાકરી કરનારેનો પહેરવા આપેલો પોશાક પહેરી જેકિવસરોસીના હાથ ઉપર ટેકો દઈને, એસમ્પશનનું દેવળ જ્યાં રાજ્યાભિષેક થવાનો હતો ત્યાં જતા લોકનાં ટોળાંમાં, ઇલીઝાબેથ ભળી ગઈ.

પૂર્વ ભણીના દેશોના જેવો પૂર્ણ શોભાથી સણગારેલા તે પવિત્ર દેવળમાં હજારો દીવા ઝગારા કરી રહ્યા હતા. શહેનશાહ અને એની જુવાન રાણી, તેઓની ખૂબસુરતીમાં વધારો કરતા અને ફીરસ્તા જેવો દેખાવ આપતા ઉમદા પોશાક પહેરીને કિમ્મતી મખમલના તંબુમાં ઝાંઝવાં આણે એવા તખ્ત ઉપર બીરાજેલાં હતાં.

પ્રતાપિ પતિ આગળ ઘુંટણીએ પડી મહારાણીએ એના હાથમાંથી રાજ્યમુગટ લીધો, અને તેઓના નિરંતર સંયોગનું વચન આપતી આ વસ્તુથી પોતાનાં ભવાં સણગાર્યાં. આ રાજારાણીના જોડાની સામાં, માસ્કોનો ધર્મમાં વડો પ્લેટો નામનો પૂજ્ય પુરૂષ, સત્તાની પવિત્ર જગા ઉપર બીરાજ્યો હતો. એણે અસરકારક અને તેનીજ સાથે ઊંચા પ્રકારના ભાષણમાં તરૂણ અલેકઝાન્ડરને, રાજપદને લગતા મ્હોટા ધર્મનું, અને એ ઊંચી પદ્વીની આસપાસ આવી રહેલા ઠાઠમાઠ અને સત્તાના બદલામાં એના માથા ઉપર જે ભારે જવાબદારી રહી હતી, તેનું સ્મર્ણ કરાવ્યું. જે પ્રજાઓના મેળાવડાથી દેવળમાં ભીડાભીડ થઈ રહી હતી

તેમાં એણે આંગળી કરી કરીને, અમેરિકાખંડના કિનારા આગળ આવેલા ક્યુરીલ નામના ટાપુમાંથી ચામડાંની ખંડણી લાવેલાં કામસ્કાટકાના શિકારીઓને, પોતાનાં વહાણોમાં પૃથ્વિના પ્રત્યેક ભાગમાંથી આવેલી કિંમતી જણસ લઇને આવેલા આર્કેજલના વેપારીઓને. જેનીફર નદીના મુખ આગળના, નિરંતર શિયાળાની સખ્ત રતનો અનુભવ લેતા, અને વસંત રૂતુનાં સુંદર પુષ્પ તથા ભરપૂર પાકની મોસમથી સરખી રીતે અજાણ્યા દેશમાંથી આવેલા સેમોયડ જાતના અભણ અને અસભ્ય લોક, તથા અસ્ત્રાખાન જ્યાં ફળદ્રુપ ખેતરમાં અપૂર્વ સ્વાદવાળાં તડબુચ, અંજીર અને દ્રાક્ષ ઉત્પન્ન થાયછે, ત્યાંના દેશી, એઓને બતાવ્યા; છેવટે એણે તેને કાળા અને કાસ્પિઅન સમૂદ્રના કિનારા ઉપરના, તથા તાતાર દેશ જેની હદ ઉપર ઈરાન, ચીન અને પશ્ચિમ ગોળાર્ધના છેડાથી તે પૂર્વ ગોળાર્ધના છેડા સુધી વિસ્તાર પામેલું મોગલોનું મ્હોટું રાજ્ય જે આસરે અર્ધિ પૃથ્વિનો સમાસ કરેછે અને બન્ને ધ્રુવને અડકે છે એમ કહીએ તો ચાલે, તે આવેલુંછે ત્યાંના રહેવાશીઓને બતાવ્યા. એણે કહ્યું "પૃથ્વિમાના સૌથી ઘણામાં ઘણા વિસ્તિર્ણ દેશના ધણી, તું જે જાણીતી દુનિઆંનો એક પંચમાંશ ભાગ જેમાં આવી રહેલો એવા રાજ્યના દૈવનો આજે મુખ્ય અધિકારી થવાનો છે, તેણે આટલું હમેશ યાદ રાખવું કે તારે ઈશ્વરી ન્યાયાસન આગળ તારા લાખો જાતિ પ્રાણીના દૈવ વિષે ઉત્તર આપવો પડશે." ઉપલા ભાષણથી તરૂણ મહારાજાના મન ઉપર ઊંડી અસર થઇ હોય એમ જણાયું. એજ પ્રમાણે સાંભળનારાઓમાં એક જણ હતું જેના અંતઃકરણ ઉપર એટલીજ અસર થઇ હતી,— જે વિનંતિ કરનાર પિતાના લાભમાં ક્ષમા માગવા આવી હતી તે.

પોતાની પ્રજાના સુખને અર્થે હવે પછીનો વખત અર્પણ કરવાને પોતે બંધાય એવી દૃઢ પ્રતિજ્ઞા જે સમયે એલેક્ઝાન્ડરે લેવા માંડી તે સમયે આનંદમય થઇ ગએલી ઈલીઝાબેથના કાનમાં, તેના રાજ્યમાંના પ્રત્યેક નિર્ભાગી પ્રાણીની બેડી તોડવાનું કહે તો દયાનો સ્વર પડ્યો. પોતાના જુસ્સા ઉપર દાબ રાખવાને અશક્ત હોવાથી એણે દેવતાઈ બળની સાહ્યતાવડે લોકની ભીડ વટાવી દીધી. અને સિપાઇઓની હાર ભાગી જોરથી રસ્તો કરીને "દયા! ક્ષમા!" એમ બૂમ પાડતી રાજ્યાસન આગળ ધસી આવી. આ બૂમથી (રાજ્યાભિષેકની) ક્રિયામાં ભંગાણ પડ્યું અને

આખા દેવળમાં હાહાકાર થઈ રહ્યો. સિપાઈઓ આગળ આવ્યા, અને એના કાલાવાલા તથા જેકિંવસના કહેવા તરફ ન જોતાં, તેઓએ ઈલીઝાબેથને દેવળની બહાર ખેંચી કાઢી. એમ છતાં આવી પશાળી ક્રિયાને દિવસે મહારાજા ઉપર સવાલ નાખ્યો ખાલી જાય એમ બને નહી: તેણે અરજ કરનારને શું જોઇતું હતું તેની તપાસ કરવાનો, પોતાની હજુરના એક કામદારને હુકમ કીધો. કામદારે એ આજ્ઞા માન્ય કરી; અને દેવળમાંથી નિકળતાંજ, એને પાછી જવા દે એમ સિપાઈઓને સમજાવવાનું હજી યત્ન કરતી· પિડિત વિનંતિ કરનારના કાલાવાલા ભરેલા બોલ સાંભળ્યા. તે ચમકી ઉભો રહ્યો: પછી સિપાઈઓની હારમાં જોરભેર ધસીને એને દીઠી, ઓળખી અને બે હાથ એકઠા કરીને બૂમ પાડી ઉઠ્યો "એ તો ઈલીઝાબેથ છે!" ઈલીઝાબેથ પાછી ફરી; અને પોતાના આગલા મિત્રને મળાય એવું એનું ભાગ્ય હશે કે નહીં તે વિષે વિચારમાં પડી; સ્મોલોફ પોતાની આગળ હતો એમ એ પોતાના મનને સમજાવી શકી નહીં,–સ્મોલોફ જે એની સાથે વિનંતિ કરવા લાગે અને જેની એ વરસાદની પેઠે રાહ જોતી બેઠી હતી તે માફી મેળવે: એમ છતાં જ્યારે તે બોલ્યો ત્યારે તેના કંઠના સ્વરે એનાં નેત્રની જોયલી વાતની ખાતરી કરી આપી; હવે ઝાઝીવાર એના મનમાં શંકા રહી નહીં; હર્ષથી એની બોલવાની ગતિ ભાગી ગઈ, અને એના છૂટકારાને સારૂ જાણે દેવલોકમાંથી દૂત મોકલવામાં ન આવ્યો હોય એમ તેના ભણી હાથ લાંબા કરી ઉભી રહી. તે આગળ ધસ્યો. એનો હાથ ઝાલ્યો, અને પોતે જોય છે તે ખરૂં છે કે નહીં એ વિષે સંદેહમાં પડ્યો. તે બોલ્યો "શું તું ખરેખર ઈલીઝાબેથજ છે? કે હું સ્વર્ગથી આવેલું સ્વપ્ન જોઉં છું? કહે, તુ કયાંથી આવે છે?"—"ટબોલસ્કથી."—"ટબોલસ્કથી! અને અહીં સૂધીનો પ્રવાસ શું તેં એકલીએ પગે કર્યો છે?"—એ બોલી ઉઠી "હા, મ્હારા પિતાને માટે ક્ષમા માગી લેવાને હું એકલી પગે આવી; અને પેલા લોક મને શહેનશાહની પાસેથી બળાત્કાર વાપરી પાછા ખેંચી જાય છે."—એટલામાં હર્ષ મગન થયલો સ્મોલોફ બોલ્યો કે "તેની હજુરમાં હું તને પાછી લેઈ જઇશ; હું તને તેને બતાવીશ: તે તારી અરજી નામંજુર કરી શકનાર નથી; તારી વિનંતિ પાર પડ્યા વિના રહેવાની નથી." પછી સ્મોલોફે સિપાઈને વિખેરી નાંખ્યા અને ઈલીઝાબેથને પાછી દેવળ ભણી લઇ ગયો.

તેજ ક્ષણે શહેનશાહની સ્વારી દેવળમાંના મ્હોટા દરવાજામાંથી નીકળતી હતી. થોડા સમય ઉપર જેને રાજ્યાભિષેક થયલો એવા શાહેનશાહ નજરે પડતાંજ સ્મોલોફે ઈલીઝાબેથને હાથેથી ઝાલી સિપાઇઓની હાર તોડીને રસ્તો કર્યો, અને એની સાથે પોતે પણ મહારાજાને પગે પડ્યો: તે બોલ્યો "મહારાજ, કૃપા કરી કષ્ટ ભોગવતા સદ્‌ગુણની વિનંતિ સાંભળો; નિર્ભાગી સ્ટેનીસલેઅસ પેટ્રાસ્કિની પુત્રીને જૂઓ, એ ઈશ્વિમનાં જંગલ જ્યાં એનાં માબાપ ૧૨ વર્ષ થયાં દેશવટો ભોગવે છે ત્યાંથી આવી છે; એણે, એકલાં કંઈ આધાર વગર, દયાદાન ઉપર નિભાવ કીધો છે; બહાદુરીથી, દરિદ્રતા, તિરસ્કાર તથા વાવાઝોટાંના એકઠા મળેલા અટકાવની સામે થઇને પોતાના પિતાને માટે ક્ષમા માગવાને એ તમારા ચરણ આગળ આવી છે."

"મ્હારા પિતાને માટે ક્ષમા!" એ (સ્મોલોફના કહેલા) શબ્દ ફરીથી બોલીને ઈલીઝાબેથે પોતાના જોડેલા હાથ આકાશ ભણી ઊંચા કર્યા. લોકના ટોળામાંથી આનંદ અને આશ્ચર્યનો પોકાર ઉઠ્યો! તેમાં શહેનશાહ જાતે સામેલ થયો: અને સ્ટેનીસલેઅસ પેટ્રાસ્કિ વિષે ખોટા વિચારે તેના મનમાં ઉંડાં મૂળ ઘાલ્યાં હતાં તેમ છતાં તેઓ જડમાંથી ઉખડી ગયાં. તેને એમ માનવામાં ઢચુ પચુ ન લાગ્યું કે આટલી બધી સદ્‌ગુણિ છોકરીનો પિતા એને માથે મૂકેલા આરોપમાંથી મુકત હશેજ: પરંતુ એથી વિરૂદ્ધ હત તોપણ અલેક્ઝાન્ડર ક્ષમા કર્યા વિના રહેત નહીં. તેણે કહ્યું "ક્ષમા આપવામાં આવી છે, તારો પિતા સ્વતંત્ર છે." ઈલીઝાબેથે બીજું કંઈ વધારે સાંભળ્યું નહીં; ક્ષમાના શબ્દ સાંભળીને એને હૈયે હર્ષ માયો નહીં, અને એ બેભાન થઈ સ્મોલોફના હાથમાં પડી. લોકો જેઓ નાયકાનો સર્વોત્તમ સદ્‌ગુણ અને શહેનશાહની દયા જોઇ મ્હોટે સાદે જય જય શબ્દ ભણતા હતા તેઓના બીચો બીચ ટોળાંમાંથી માર્ગ મળ્યો તેમાં થઇને એને આ (બેભાન) અવસ્થામાં જેક્વિસરોસીને ઘેર લઈ જવામાં આવી હતી.

એ પાછી શુદ્ધિમાં આવી ત્યારે એની દૃષ્ટિએ જે પહેલોજ પદાર્થ પડ્યો તે એની આગળ ધુંટણીએ બેઠેલો સ્મોલોફ હતો; એણે જે પહેલોજ સાદ સાંભળ્યો તે મહારાજાએ ક્ષમા આપતી વેળા જે શબ્દ વાપર્યા હતા તે ફરીને બોલતા સ્મોલોફનો હતો. "ઈલીઝાબેથ ક્ષમા આપવામાં

આવી છે; તારો પિતા સ્વતંત્ર છે." કેટલીકવાર સૂધી તો પોતાનો આનંદ અને આભાર એ માત્ર મ્હોના દેખાવથી બતાવી શકી; પણ તેઓએ બોલવા કરતાં વધારે દર્શાવ્યું. છેવટે સ્મોલોફ તરફ જોઇને લોચા પડતે અવાજે એણે પોતાનાં માબાપનાં નામ લીધાં; એ બોલી "ત્યારે આપણે એમને પાછાં જોઈશું! આપણે એમને સુખમાં દેખીશું!" આ શબ્દો જેની આગળ બોલવામાં આવ્યા હતા તેના અંતઃકરણમાં તેઓની ઊંડી છાપ પડી રહી. ઈલીઝાબેથે એમ નહોતું કહ્યું કે એનો તેના ઉપર પ્રેમ હતો, પણ એણે તેનો, પોતાના આત્માના પહેલા વિચાર-અરે જે સુખની વસ્તુમાં એની ધારણા અને આશા એકઠી પ્રોવાઇ રહી હતી તેની-સાથે સંબંધ કર્યો હતો. આ સુખની પળથી તેને એવી આશા રાખવાનું કારણ મળયું કે જે સંબંધ એણે આ પ્રમાણે સહજ કર્યો હતો તે આવતા સમયમાં એ કોઈ દિવસે બહાલ કરશે.

માફીનું ખત લખાતાં અને તે ઉપર મ્હોર પડતાં કેટલાક દિવસ લાગ્યા. તે બરાબર પૂરૂં થાય તેની અગાઉ, પ્રથમ સ્ટેનીસલેઅસ પોટોસ્કિને શિક્ષા થવાનાં કારણ ઉપર ઉપરથી ફરીને જોઇ જવાં જોઇએઃ અને આ તપાસે કુલીન પોલન્ડરના લાભમાં એટલી બધી સાબિતી આપી કે માત્ર ન્યાયની રાહે જોતાં એ નામાંકિત સ્વદેશાભિમાનીની બેડીઓ તૂટવી જોઇએ એવી અલેકઝાન્ડરની ખાત્રી થઈ ગઈ; પરંતુ ન્યાયની રાહે શું કરવું જોઇએ તે જાણવાની પહેલાંજ તેણે દયાની આજ્ઞાને લક્ષ દીધો હતો; અને જેઓને તેણે આટલા ઉદાર મનથી ક્ષમા આપી હતી તેઓ એ સખાવતનું કામ કદી વિસરી ગયાં નહીં.

એક પ્રભાતે સ્મોલોફ ઈલીઝાબેથના ઓરડામાં ધારા કરતાં વહેલો આવ્યોઃ તેણે એને બાદશાહી શિક્કા સાથેના ચર્મપત્રનું એક ઓળીયું આપ્યું. તેણે કહ્યું જેમાં શહેનશાહ તારા બાપને છૂટો કરવાનો મારા બાપ ઉપર હુકમ કરે છે તે આ ફરમાન જો." ઈલીઝાબેથે તે ઓળીયું લઈ લીધું અને તેને ચૂમી લઈ આંસુવડે ભીંજવી નાંખ્યું. વળી સ્મોલોફે કહ્યું કે " આટલેથી અંત આવ્યો એમ ન સમજશો, કોઇપણ ઉદારતાનું કામ આપણો મ્હોટા મનનો મહારાજા પોતાની યોગ્યતા પ્રમાણેજ કરે છેઃ સ્વતંત્રતાની સાથે તે તમારા પિતાને એની સઘળી પદ્વી, જે ઊંચા દરજ્જા ઉપર એ અસલ હતો તે, અને દબદબાનાં સાધન જે

ઘણું કરીને સઘળી મનુષ્ય જાતને ઉંચી પદ્વિએ ચઢાવે છે પણ ઈલીઝાબેથના વધારે શ્રેષ્ટ આત્મા ઉપર કંઈ સત્તા ચલાવી શકતાં નથી એવાં દ્રવ્ય, મ્હોટી જાગીર અને પ્રતિષ્ટા એને પાછાં આપે છે. જે એપીઓ એ હુકમનો કાગળ મ્હારા બાપ પાસે લઇ જવાનો છે તે અહીંથી કાલે નિકળે છે અને તેની સાથે જવાની મેં શહેનાશહ પાસે રજા મેળવીછે." એટલામાં ઈલીઝાબેથ આતુરતાથી બોલી ઉઠી "અને હું પણ તેની સાથે ન જાઉં." સ્મોલોફે કહ્યું "હા, અને તમારા પિતાએ એ સ્વતંત્ર છે એવું તમારેજ મ્હોએ સાંભળવું જોઇએ. તમારા વિચાર કેવા પ્રકારના છે તેથી હું વાકેફ છું એમ ધારીને મેં મહારાજાને કહ્યું કે એ હર્ષકારક ખબર જાતે લઈ જવાની તમારી ઇચ્છા છે. તેણે એ વાત માન્ય કરી અને મને તમને એવી રીતની ખબર કરવાનો અધિકાર સોંપ્યો કે એ દાસી સાથે તમને તેની એક ગાડીમાં કાલે જવાની રજા છે; અને વાટ ખર્ચિને સારૂ તેણે બે હજાર રબલની થેલી મોકલી છે." ઉત્તર આપવા પહેલાં ઈલીઝાબેથ કેટલીક વાર સૂધી વિચારમાં ને વિચારમાં સ્મોલોફની સામાં ટગર ટગર જોઇ રહી; પછી પોતાના મનના વિચાર દરશાવતા અવાજમાં તેને વિનંતી કરી કહ્યું કે, "મ્હેં તમને જોયા તે પહેલા દિવસથી તમે મને જેમાં ન ઉશ્કેરેલી એવી કોઈ લાભકારક જોગવાઇથી મારા સાહસ કામમાં હું આગળ પડી નથી; તમારી સહાયતા વિના હું મારા પિતાને માટે ક્ષમા મેળવી શકતજ નહીં; તમે જો એ કામમાં સખાવત પણે વચ્ચે પડયા ન હત તો એ પોતાનો દેશ પાછો કદી જોત નહીં: ત્યારે એ સ્વતંત્ર છે એમ એને કહેવું તે તમને ઘટારતછે. એ પશાળો બદલોજ તમારા કરેલા હિતની બરાબર ઉતરે." સ્મોલોફે ઉત્તર દીધો "ના, ઈલીઝાબેથ એ સુખ ત્હારૂંજ હોવું જોઇએ; જે બદલાની હું આશા રાખુંછું તે તો એના કરતાં પણ મ્હોટો હોવો જોઇએ." ઈલીઝાબેથ બોલી ઉઠી "અરે, પ્રભુ! એ તે કેવોએક હોઈ શકે?" જે હર્ષ તેને લાગતો હોય તે દર્શાવતા શબ્દમાં સ્મોલોફ ઉત્તર આપવાની તૈયારીમાં હતો; પણ મનનો ઉમળકો દાબી રાખી તેણે પોતાના મ્હોનો રંગ બદલ્યો અને નીચું જોયું. થોડી વાર સુધી કોઈ બોલ્યું નહીં; છેવટે સમજાય ન સમજાય એવી રીતે જવાબ દીધો કે, "ઈલીઝાબેથ તમારા પિતા પાસે હોય તે વિના એ શું છે તે મ્હારે તમને કહેવું જોઇએ નહીં."

પોતાની ઈલીઝાબેથ પોતાને પાછી મળ્યા પછી, સ્મોલોફ થોડો સમય એની જોડે ગાળ્યા વિના એકે દિવસ જવા દેતો નહીં. પ્રત્યેક ઘડીએ તેનો પ્રેમ વધતો ગયો: પરંતુ, હમણાં જે માન અને લાજ તેણે એની સાથે રાખવાં ઘટતાં હતાં એમ માલમ પડ્યું. તે એક ક્ષણ પણ તેણે આઘાં મૂક્યાં નહીં. પોતાના માબાપથી આટલે છેટે એ તેનાજ આસરા પર હતી: અને તેને સોંપવામાં આવેલો એ અનામતિ તે એટલી પવિત્ર ગણતો હતો કે એના મ્હો ઉપર અથવા એના અંતઃકરણમાં જરાપણ વિકાર જણાય અથવા ઉસ્કેરાય એવા વિચાર એની આગળ જણાવવાને તેનું મન ચાલી શકેજ નહીં.

એઓને જે લાંબી મુસાફરી કરવાની હતી તેમાં પણ તે એજ રીતે માન સાથે મુંગો રહ્યો. પોતે એની પાસે બેસતો, એને જોતો, અને એનાં વચન સાંભળતો, તેથી તેનો પ્રેમ વધતો ગયો પણ તે પોતાના નિશ્ચયથી કદી લેશ માત્ર ડગ્યો નહીં. તે એને હમેશ બ્હેન કહીને બોલાવતો, અને ઘણાજ માયાળુ ભાઈ કરતાં એ તેનો એના ઉપર ઘણો વધારે પ્રેમ હતો તે છતાં તેમાં કંઈ થોડું નિર્દોષપણું રહેલું નહોતું: અતિશય ભ્રાંતિ અને મર્યાદાવાળા માણસના મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરી શકે એવો એ વિકાર જણાતો હતો, અને એથી હદ વિનાની આશા સંતોષ પામેજ! તે જે જે બોલતો તે મિત્રાઇ દાવેજ નિકળતું હોય એમ દીસતું; તેના વિચાર તે સંતાડવાનું પ્રયત્ન કરતો હતો એટલાથીજ માત્ર જણાઈ આવતા; તેના મુંગા રહેવામાંજ પ્રેમ દેખાઈ શકતો.

માસ્કોમાંથી નિકળવા પહેલાં ઈલીઝાબેથે પોતાની પરોણા ચાકરી કરનારને અતિ ઉદારતાથી રાજી કીધાં. અને કાસાન આગળ ઉવાલ્ગા નદી ફરી પાર કરતી વેળા એ પોતાના મિત્ર હોડીવાળાને વિસરી ન ગઇ. તેને વિષે ભાળ કાઢવા ઉપરથી એને ખબર મળી કે કંઇ અકસ્માત બનાવ બનવાથી તે છેક દુઃખદાયક અવસ્થામાં આવી પડ્યો હતો, અને તેની આસપાસ તેનાં છ છોકરાં અન્ન વિના ટળવળતાં હતાં એવા તે એક કાતરીઆમાં પડી રહ્યો હતો. (જેણે એને ખબર આપી) તેને ઈલીઝાબેથે તરતજ હોડીવાળાનું ઘર બતાવવાની આજીજી કીધી. જ્યારે હોડીવાળાએ એને પહેલાં જોઈ હતી ત્યારે એ દરિદ્ર અને નિરાશ હતી તથા એણે ચીંથરેહાલ લૂગડાં પહેર્યાં હતાં, પણ હમણાં તો એ દબદબા-

માં તથા હર્ષમાં હતી અને એના નેત્રમાં તથા શરીર ઉપર નૂર ઝળકી રહ્યું હતું તેથી તે એને ઓળખી શક્યો નહીં. તેણે એને જે પૈસો આપ્યો હતો તે ઈલીઝાબેથે પોતાની કોથળીમાંથી બહાર કાઢ્યો અને તે બતાવીને માયાળુપણાનું જે કામ તેણે કર્યું હતું તે તેને યાદ દેવડાવ્યું. પછી તેના પાથરણા ઉપર ૧૦૦ રબલ મૂકીને એણે કહ્યું કે "દયા દાન ફળ આપ્યા વિના રહેતાં નથી. તમે ઈશ્વરને લઈ જે મને આપ્યું તેના બદલામાં એ તમને સોગણું પાછું આપે છે તે જુઓ."

ઈલીઝાબેથ પોતાનાં માબાપને મળવાને એટલી આતુર હતી કે એ રાત દિવસ મુસાફરી કરતી. આટલી બધી ઉતાવળ છતાં સારાપોલ પહોંચ્યા પછી પેલા પાદરીની ઘોર જોવા એ ત્યાં થોભી. આ આભાર અને માનનું ચિન્હ હતું, અને માબાપને લગતી ફરજને મળતું આવતું હતું તેથી ઈલીઝાબેથ તેમ કર્યા વિના રહી નહીં. પોતાના હાથના કોતરેલા લેખવાળી 'ક્રુસ' એણે ફરીને એક વાર જોઈ: જ્યાં એ પહેલાં ચોધાર આંસુએ એટલી બધી રડી હતી તે ઘોર આગળ એ ફરીને રડી; પણ હમણાં એના નેત્રમાંથી જે બિંદુ ઝર્યાં તે મનનો સંતાપ દૂર કરે એવી સમાધાનિનાં હતાં. એણે એવી કલ્પના કરીકે તે પાદરી હવડાં સ્વર્ગનો સુખી રહેવાસી હતો અને પોતાના હર્ષમાં ભાગીયો થયો હતો, તથા તેનો આટલો બધો પરોપકારી આત્મા ઈશ્વરના પડખામાં જે આનંદનો અનુભવ લેતો હતો તેમાં પોતાના સુખથી વધારો થતો હતો.

પણ મારી વાર્તાનો અંત આણવાની, અને ઈલીઝાબેથ જોડે, જ્યાં એના વિયોગના દિવસની આટલી બધી કાળજીની સાથે માળા ફેરવાઇ રહી હતી, તે રહેઠાણમાં પહોંચવાની મ્હારી ઇચ્છા છે તેથી જ્યારે સ્મોલોફે ઈલીઝાબેથને પોતાના પિતા જોડે ભેટ કરાવી અને ઈલીઝાબેથે તેની સાહ્યતાથી મળેલું સુખ પોતાના આભારિ અંતઃકરણના ઉમળકામાં માન્ય કર્યું ત્યારે ટબોલસ્કમાં જે આનંદ થઈ રહ્યો તેનું વર્ણન કરવાનું હું યત્ન કરતી નથી. પોતાના આવી પહોંચવા વિષે પોતાનાં માબાપને ખબર આપવાની ઈલીઝાબેથે હા પાડી નહીં. એણે ટબોલસ્કમાં સાંભળ્યું હતું કે તેઓ કુશળ હતાં; અને એ ખબર ખરી હતી એવી એની સેમકામાં વધારે ખાત્રી થઈ. એકદમ અણચિંતવ્યાં જઈ તેઓને હર્ષ થાય એ રીતે વિસ્મય પમાડવાના હેતુથી ધડકતી છાતીએ એ તે-

ઓના ઝુંપડા ભણી આગળ ચાલી. એણે માત્ર સ્મોલોફને સાથે લીધો હતો. જેવું એણે જંગલ વટાવ્યું, એ સરોવરના કાંઠા આગળ આવી પહોંચી, અને એણે પોતાનાં માબાપના રહેઠાણ પાસેનાં પ્રત્યેક વૃક્ષ, તથા ખડકનાં ગચીયાંને ઓળખી કાઢયાં, તેવીજ એને કેવા જુદા જુદા મનના વિકારે ગભરાટમાં નાંખી! આખરે તે ઝુંપડાનું છાપરૂં એની નજરે પડવા માંડયુઃ એ આગળ ધસી; પણ એના મનના જુસ્સા એટલા બધા વધી ગયા હતા કે એને ઉભાં રહેવાની જરૂર પડી. અરેરે! મનુષ્યના સ્વભાવની સ્થિતિ કેવી છે તે જુઓ! હર્ષની ઘેલછામાં આપણે સુખની શોધ પાછળ લાગીએ છીએ; એ ઘેલછાં, અત્યંત દુઃખ કરતાં પણ આપણને એટલી બધી દાબી નાંખે છે કે તે આપણે વેઠી શકતા નથી. સ્મોલોફના હાથ ઉપર ટેકીને ઈલીઝાબેથ ધીમે સાદે બોલી "જો હું મ્હારી માને માંદી જોઇશ તો?" આવી વિપત્તિના વિચારથીજ જે સુખના હર્ષમાં એ નિમગ્ન થઈ ગઈ હતી તે નરમ પડી ગયો અને એનામાં પાછું કૌવત આવ્યું. એ પાછી ધસતી જાય છે, ઉમરા આગળ આવી પહોંચે છે, જાણી તો સાદ સાંભળે છે, અને એને ઘેલી કરી દીધી એટલા આનંદમાં પોતાનાં માબાપને બોલાવે છેઃ બારણું ઉઘડે છે, સ્ટેનીસલએસ બહાર આવે છે; તેની બુમ સાંભળીને ફેડોરા આગળ ધસી આવે છે; અને પોતાના શરીરનો ભાર ખમવાને અશકત એવી ઈલીઝાબેથ તેઓના લાંબા કરેલા હાથમાં પડેછે. સ્મોલોફ બોલી ઉઠયો "આ તમારે માટે ક્ષમા મેળવનાર તમારી પૂત્રીને જુઓઃ એણે સઘળાં વિઘ્ન ઉપર જય મેળવ્યો છે, અને ઉદાર મહારાજા પાસે એને જેટલું મેળવવાની આશા હતી તેના કરતાં પણ એણે વધારે મેળવ્યું છે." આ શબ્દથી આનંદમય થયલાં માબાપના હર્ષમાં લેશ વધારો થયો નહીં: પોતાની છોકરીને પાછી જોવાથી, બીજી બધી લાગણીને દાબી નાખે એવી એક સુખની લાગણી તેઓના મનમાં ઉપજી હતી—એ તેઓને પાછી મળી અને હવે કોઈ વાર તેઓની પાસેથી જવાની નહોતી એ તેઓને આ લોકમાં મ્હોટામાં મ્હોટું સુખ હતું. ઘણી વાર સૂધી તો તેઓ જેમાં કંઈ વધારો કરી ન શકાય એવા હર્ષના સનિપાતમાં રહ્યાંઃ થોડાંએક સંબંધ વિનાનાં વાકય તેઓના મ્હોમાંથી નિકળ્યાં પણ તેઓ શું બોલતાં હતાં તે વિષેનું તેઓને કંઈ ભાન નહોતુંઃ તેઓની લાગવાની શકિત જે

વિચારથી મંદ પડી ગઈ હતી તે દર્શાવવાને યોગ્ય શબ્દ શોધી કાઢવાનું તેઓએ યત્ન કીધું તે મિથ્યા; એ તેઓ માત્ર આંસુ અને મ્હોના દેખાવથી બતાવી શક્યાં, તથા તેઓના તન અને મનની શક્તિ હર્ષની ઘેલછામાં નબળી પડવા માંડી.

સ્મોલોફ સ્ટેનીસલેઅસ અને ફ્રેડોરાને લાંબો થઈ પગે લાગ્યોઃ તે બોલી ઉઠયો "અરે ! આ સુખની ક્ષણમાં મને પણ તમારા છોકરા જેવો ગણો. અત્યાર લગી તો મને ઈલીઝાબેથે કૃપા કરી ભાઈના વહાલાં નામથી બોલાવ્યો છે; પણ હવે કદાપિ એથી એ વધારે વહાલાં નામની એ મ્હને આશા રાખવા દેશે."

ઈલીઝાબેથે પોતાનાં માબાપનો એકેકો હાથ ઝાલ્યો અને અતિ પ્રેમાળ દૃષ્ટિથી તેઓના સામું જોઈને આ પ્રમાણે બોલી, "એમ સ્મોલોફની સાહ્યતા વગર હું કદાપિ અહીં આવી શકત નહીં; એ મને મહારાજાની હજુરમાં લેઈ ગયો; ત્યાં તમને ક્ષમા આપવાની મ્હારી તરફથી વિનંતિ કીધી અને તે મેળવી; એણેજ આટલી બધી હોંસથી તમારા હક્ક તમને પાછા મળે એ બાબે મદદ કરી અને મ્હારાં અતિપ્રિય માબાપના ખોળામાં મને પાછી મૂકી. અરે મ્હારી મા, મ્હારા ઉપર એનો આભાર થયો તેની ખાત્રી હું એને શી રીતે કરી આપું તે તું મ્હને કહે ! અરે, મા, એનો બદલો શી રીતે વાળવો તે મ્હને બતાવ !" પોતાની પુત્રીને કોટે વળગાડી ફ્રેડોરાએ ઉત્તર દીધો કે "એના ઉપર, હું તારા પિતા ઉપર જેવો પ્રેમ રાખું છું તેવો તારો પ્રેમ અર્પિને તારા ઉપર એનો આભાર થયો છે તેની ત્હારે એને ખાત્રી કરી આપવી જોઈએ." ફ્રેડોરાને બોલતી બંધ કરીને સ્ટેનીસલેઅસે જુસ્સાથી કહ્યું કે "ત્હારા જેવા અંતઃકરણની બક્ષીસનો કદર કોણ બુઝી શકે ! એતો અમુલ્યજ છે. પણ આ પ્રસંગે (ત્હારા કહેવા પ્રમાણે એ કરે તે છતાં) આપણી ઈલીઝાબેથની ઉદારતા કંઈ ઘણી મ્હોટી થઈ શકે નહીં." એ સાંભળી આ પુસ્તકની નાયકા, સ્મોલોફનો હાથ પોતાના માબાપના હાથ સાથે જોડી, અતિ મનોહર નિર્દોષપણાનો દેખાવ કરી અને લાજથી સંકોચ પામીને તેના સામું જોઈ બોલી કે "ત્યારે મ્હારાં માબાપને કદી નહીં છોડી તમે મ્હને જવાનું વચન આપોછો!"—સ્મોલોફ બોલી ઉઠયો "હે પ્રભુ, શું હું જાગતો છું? એનાં માબાપ એને મ્હને આપેછે, અને એ મ્હારી થવાનું કબુલ કરેછે!" તેને એટલો હર્ષ થઈ ગયો કે

તેનાથી કાંઈ વધારે બોલાતું નહીં: અને તેના પ્રેમનો ઉભરો એવો હતો કે હમણાં જે સુખનો તે અનુભવ લેતો હતો તેના કરતાં વધારે શ્રેષ્ઠ અને રોગ વિનાનું બીજું સુખ આપવાનું ઇશ્વરના હાથમાં હોય એમ આ પળે તે કલ્પનામાં પણ ભાગ્યેજ આણી શક્યો. પોતાની છોકરી પાછી જોવાથી માને થયેલા હર્ષ; પોતાની પુત્રીનાં અપૂર્વ યત્ન અને ઉદાર મતિથી સ્વતંત્ર થયલા પિતાનો આનંદ; અને જેણે મનુષ્ય જાતના ધર્મમાંનો અતિ પવિત્ર ધર્મ બજાવેલા તથા અતુલ સદ્ગુણ દર્શાવેલા એવી ઈલીઝાબેથ જાતેને થયેલા સંતોષ પણ સ્મોલોકની ગણતીમાં, જે સુખને માટે તે પ્રેમનો આભારી હતો તે સુખની જોડે લેશ પણ સરખાવી શકાય એવાં નહોતાં.

હવે પછીના તેઓના દિવસ કેમ ગયા તેનું જો હું વર્ણન કરવા બેસું તો પોતાની છોકરીની ગેરહાજરીની લાંબી મુદતમાં મમતાળુ માબાપને જે જે શંકા, ભય તથા વેદના થઇ હતી તેની એને ખબર કરતાં તેઓને દેખાડું; પોતાના લાંબા અને વિકટ પ્રવાસમાં આવી પડેલાં જુદી જુદી તરેહનાં જોખમની જે હકીકત ઈલીઝાબેથ કેહેતી હતી તે, ઘડીકમાં આશા અને ઘડીકમાં બ્હીકથી સાંભળતાં તેઓને બતલાવું: એના પિતાએ એના મિત્ર અને રક્ષણ કર્ત્તાને જે જે આશીર્વાદ દીધા તે ફરીને ગણાવી જાઉં; અને ઈલીઝાબેથનો મોકલેલા વાળનો ગુચ્છો જે તે પોતાના હૈયા સરસી રાખતી હતી અને તેથી ઘણી પિડાકારક અને એકાંત ઘડીઓમાં મન ગમાડો કરી શકી, તે એને દેખાડતી પ્રેમાળ ફેડોરાનું ચિત્ર આપું; જેણે પેલી વાળની લટ આણી હતી તે દેશનિકાલ થયલો પુરૂષ તેઓની પુત્રીનો, તેની ઉદારતાને માટે, એ કેટલો આભારિ હતો તે જણાવવાને જે દિવસે તેઓના ઝુંપડાંના બારણા આગળ આવ્યો તે દિવસે તેઓના મનમાં કેવું લાગ્યું તેનો જુજ વિચાર આ પુસ્તક વાંચનારાઓના ધ્યાનમાં લાવવાનું યત્ન કરૂં; અને છેલ્લે, જ્યાં તેઓએ આટલાં બધાં દુઃખ ધીરજથી ખમ્યાં હતાં, પરંતુ તેની સાથે મ્હોટામાં મ્હોટા સુખનો અનુભવ લીધો હતો અને જ્યાં જેમ સૂર્યની રજ જે સેવાળ એની આસપાસ વીટળાઈ રેહેછે તે ભેદીને જ્યારે બહાર નિકળે છે તથા ઓસથી છંટાયલાં ખેતર અને ઝાડ તેનાં પ્રકાશીત કિર્ણનું પ્રતિબિંબ પાડે છે ત્યારે જેવી ચક ચકીત અને વિશ્રાંતિકારક હોયછે તેવી કોઈવાર હોતી નથી તેમ

તેઓને આગળ થયલી ઉદાશીને લીધે તથા એ સ્થિતિમાં આવવાથીજે આંસુ પાડવાં પડયાં હતાં તેને લીધે તે સુખમાં વધારો થયા હતો, તે જંગલી રહેઠાણુ અને દેશવટાની ભૂમિમાંથી તેઓનુંજવું થયું તેનું વર્ણન કરૂં.

સર્વ શક્તિમાનના સિંહાસનની આસપાસ વીટળાઈ રહેતા સ્વચ્છ અને નિષ્કલંક દેવદૂતના જેવી ઈલીઝાબેથ, આ લોકમાં તેઓના જેવાંજ સુખમાં ભાગ લેવાને અને તેઓની પેઠે નિર્દોષપણું તથા પ્રેમ એઓમાં રહેવાને સરજી હતી.

અહીં (મારી વાર્તાનો) હું અંત આણુંછું; શાથીજે જ્યારે મનુષ્ય જાતના સુખનું વર્ણન અમુક હદની બહાર લંબાવવામાં આવેછે ત્યારે તે અસંભવિત જેવું લાગવાથી કંટાળો ઉપજેછે; અને જે ક્ષણથી તેનો સંભવ આપણી દૃષ્ટિ તળેથી જતો રહેછે, તે ક્ષણથી તેનું વર્ણન આપણું મન રંજનકરતું બંધ પડેછે; કેમકે અનુભવથી આપણે બધા જાણીએ છીએ કે મનુષ્ય જાતના ભાગ્યમાં નિરંતર સુખ હોતું નથી; અને ભાષા જે ઉદાસી દર્શાવવામાં આટલી બધી પાણિદાર અને વિવિધછે તે, હર્ષનું ચિત્ર આપવામાં નબળી અને અપૂર્ણછે.-હર્ષનો એકજ દિવસ સઘળા પ્રકારનું સુખ બતાવવાને, જોઇએ તેના કરતાં વધારેછે.

મ્હે ઈલીઝાબેથ એનાં માબાપને પાછી આપીછે; તેઓ એને પોલંડ એટલે એના સ્વદેશમાં લઈ જાયછે, અને એના પૂર્વજની ઊંચી પદ્વિમાં પાછી ચઢાવેછે. એની પ્રસન્નતાના-અરે જેને તેઓ એનાં યોગ્ય ગણેછે તે-પુરૂષ સાથે તેઓ એનો હથ મેળવી આપેછે. અહીં હવે આપણે વાત બંધ કરીએ અને ઈલીઝાબેથને પૂર્ણ સુખમાં રહેવા દઈએ; શાથી જે જો હું મ્હારી વાર્તામાં એક પાનાનો પણ ઉમેરો કરવા જાઉં, તો માણસ જાતની જીંદગાનીના ફેરફાર વિષેના મ્હારા પોતાના જ્ઞાનથી, તેમાં આવી પડતાં વિઘ્ન, જુઠી આશા અને ચંચળ તથા સ્વપ્નવત્ સુખ ઉપરથી, મ્હને એવા ભય લાગેછે કે મ્હારે ફરીને વિપત્તિ ગણાવવી પડેજ; કેમકે આ લોકનું સુખ ઝાઝો કાળ નિભે એવું કદાપિ હોઈ શકે નહીં.

